"સસ્તું" સાહિત્ય" એટલે "ઓછામાં ઓછું" સાહિત્ય"

# સુવર્ણયુગ


લેખક :

કનૈયાલાલ મા. મુનશી





ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨




આઠ આના

'સસ્તુ' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# 'આમ સાહિત્યશ્રેણી'

આ ગ્રંથાવલિમાં જ્ઞાન–ચારિત્ર્ય–વર્ધક અને નિર્દોષ આનંદ
[illegible]



| | | |
|---|---|---|
| કાળમુખો અને બીજી વાતો—લેખક: [illegible] | [illegible] | [illegible] |
| ધાવણની ધાર ને બીજી વાતો—લેખક: ,, ,, | ૬૪ | ૦–૩ |
| કેરીની મોસમ ને બીજી વાતો—લેખક: 'શયદા' ... | ૭૮ | ૦–૫ |
| સમ્રાટ શ્રેણિક અને દેવી નંદા- જૈન સંસ્કૃતિની બે નાટિકાઓ | ૬૪ | ૦–૩ |
| વિચાર સૂર્યોદય–તત્ત્વજ્ઞાનની બાળપોથી જેવું સરળ પુસ્તક | ૫૨ | ૦–૩ |
| જેસલ અને તોરલ તથા ગોપીચંદ ને જાલંધર— ,, | ૫૬ | ૦–૩ |

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# સુવર્ણયુગ




લેખક :

કનૈયાલાલ મા૦ મુનશી





ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ ૨




આઠ આના

# નિવેદન

શ્રી. કનૈયાલાલ મુનશીનાં વ્યાખ્યાનો તથા લેખો પૈકીનો હિંદની પ્રજાના ગૌરવનું ભાન કરાવનાર આ સંગ્રહ પ્રસિદ્ધ કરતાં અમને હર્ષ થાય છે. **'આદિ વચનો અને બીજાં વ્યાખ્યાનો'** નામના પુસ્તકમાં આ લેખો સંબંધી તેઓ જણાવે છે, કે "આ લેખો મારા તત્કાળ અભ્યાસનું પરિણામ છે; અને એમાં મારા વિચારો ને પ્રેરણા સમાયાં છે." 'સુવર્ણયુગનું સર્જન'માં ગુપ્તકાળને કલ્પનાના રંગે સજીવન કરવાનો, હિંદુસંસ્કારનાં રહસ્ય શોધવાનો અને રાષ્ટ્રધર્મની ભાવના આલેખવાનો પ્રયત્ન થયો છે. સાથે સાથે એમનાં બીજાં બે લખાણો આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ગુજરાતના જાહેર જીવનમાં શ્રી. કનૈયાલાલ મુનશી અત્યંત મોખરાનું સ્થાન ભોગવે છે. કાયદાશાસ્ત્રમાં, રાજનીતિમાં, પત્રતંત્રી તરીકે અને સામાજિક વિચારક અને ચિંતક તરીકે તેમનો પરિચય કરાવવાની જરૂર નથી; કારણ કે તેમનું સ્થાન પ્રથમ પંક્તિમાં જ હોવાનું જાણીતું છે. સાહિત્યની દુનિયામાં તો તેમને "યુગકર્તા" તરીકે ઓળખાવવામાં આવ્યા છે. નવલકથાકાર તરીકે તેમનું સ્થાન

અપ્રતિમ છે, એમ એક બીજા વિખ્યાત નવલકથાકારે મને ભાર મૂકીને જણાવ્યું હતું. હરીફના મુખમાંથી પણ ઊંચી પ્રશંસાના આવા ઉદ્‌ગાર નીકળે એ એમના સમર્થપણાનું અને પ્રતિભાનું અચૂક ચિહ્‌ન છે.

આધુનિક ગુજરાતી સાહિત્યના સર્જક તરીકે જ નહિ, પણ સાહિત્યની પ્રગતિ અને વિસ્તાર કરનારી સંસ્થાઓ સ્થાપનાર અને ચલાવનાર આ સજ્જનનું એક પુસ્તક 'વિવિધ ગ્રંથમાળા'ના વાચકોને મળે એવી સૂચના એમની સમક્ષ મૂકવામાં આવતાં તેમણે તે સ્વીકારી હતી; એ માટે ટ્રસ્ટીઓ તેમને ધન્યવાદ આપે છે. 'સસ્તું સાહિત્ય'ની પ્રગતિમાં તેમણે હમેશાં રસ દાખવ્યો છે; તે માટે પણ સંસ્થાનું ટ્રસ્ટીમંડળ તેમનું આભારી છે.

ન્યુ દિલ્હી,
તા. ૨૫-૩-'૪૬

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
**મનુ સૂબેદાર (પ્રમુખ)**

## અનુક્રમ

# ૧ : સુવર્ણયુગનાં સર્જન[×]

## ૧

મારા હૈયામાં કેટલાક વખતથી ખિન્નતાનો સંચાર થયો છે. આપણામાં વ્યવસ્થિત ઉત્સાહ ટકતો નથી. આપણામાં વ્યવસ્થા રચવાની શક્તિ જણાતી નથી. નવા વિચારો, નવા આદર્શો, નવી રચનાઓ જોઈએ તેવી ઝડપે મૂળ ઘાલતાં નથી. જગત જીતે એવો ઉત્સાહ આપણામાં પ્રગટતો નથી. દેશની, ગુજરાતની, મુંબઈની સ્થિતિ જે જોઉં છું અને સાંભળું છું, તે કયે મોઢે વર્ણવું? માનવતાની ઊણપ, અદેખાઈ ને કાયરતાની અવધિ, વ્યવસ્થાશક્તિનો અભાવ, દીર્ઘદર્શી આદર્શમયતાનો અસ્ત —આ બધાંનાં જે દર્શન મેં કર્યાં છે, તેણે મારાં ઉત્સાહ અને આત્મશ્રદ્ધા ડગાવી મૂક્યાં છે.

આખા ખંડમાં જીવન અસ્તવ્યસ્ત જણાય છે: નેતાઓ એકબીજાની ચડસાચડસીમાં મગ્ન ને ઠાલા શાબ્દિક વિગ્રહથી સંતુષ્ટ; નાનામોટા સમૂહો વ્યવસ્થા વિનાના, પરસ્પર વિરોધી ભાવનાથી પ્રેરિત; શ્રેષ્ઠો સ્વાર્થમાં ચકચૂર; સામાન્યો કાયરતામાં નિઃસત્ત્વ; પ્રતિસ્પર્ધીઓ દ્વેષમાં ઉન્મત્ત; સર્વવ્યાપી પરદેશીઓ બધી રીતે સુસજ્જ. જીવ ખોનારની વહારે ધાતાં ભલભલાની કાયા કાંપે છે, જુલમની ફરિયાદ કરતાં જીભ સુકાય છે, સત્યનું પ્રતિપાદન કરવાની ઉત્કંઠા થતાં પ્રાણ ગૂંગળાય છે. કરોડો, પ્રતાપી આદર્શોથી પ્રોત્સાહિત મધ્યવર્તી નાયકગણ વિનાના આંધળા, કીડીમંકોડીની માફક જેમતેમ જીવન વિતાવે છે. સ્ત્રીઓ, અજ્ઞાન અને આધીન, સ્વાર્થી પુરુષોની ઘાણીમાં

---

× ૧૯૨૯માં મુંબઈમાં ગુજરાતી સાહિત્ય સંસદ સમક્ષ આપેલું વાર્ષિક વ્યાખ્યાન

પિલાય છે. બાળકો, અશક્ત અને નિરાધાર, અજ્ઞાન માબાપો-નાં ભોગ બને છે. સ્વજનો, દેવમંદિરોનાં આપણે દીધેલાં દ્વારો ખોલવાને અશક્ત, ભાંડુભાવ કેળવી શકતાં નથી; અને દેશના ખરા કે ખોટા ભાગલા કરવાને ઉત્સુકો કમર કસી મંડયે જ રહે છે. આપણે બધા, પ્રતિસ્પર્ધીઓનાં દોર અને એકતા આપણામાં આણવાને કાયર, ભેદાભેદથી વિભક્ત ચારે તરફથી વિજયી આક્રમણના ભોગ બની રહ્યા છીએ.

શું નવસૃષ્ટિનું સર્જન આપણને શક્ય નથી? શું એ સર્જન માટે નિ:સીમ ઉત્સાહ ને પ્રચંડ પરાક્રમ આપણને નહિ સાંપડે? આર્યાવર્ત હતું તેવું નહિ થાય? આર્યો અભય અને ઉત્સાહી નહિ બને? પુરાણી પ્રજાઓ નવ-પલ્લવિત થઈ છે. શું ભારતને લલાટે મરણાકાંક્ષીની માફક યમરાજની વાટ જોવાનું જ લખાયું છે? આ યયાતિનું વાર્ધક્ય લઈ તેને જુવાની બક્ષવાનું તેના કોઈ પુત્રના હાથમાં નથી? શું આર્યાવર્તનું પુણ્ય પરવાર્યું? આ પ્રશ્ન પૂછવે ભયંકર અને ઉત્તરે પણ તેવો જ ભયંકર.

આવા જ પ્રશ્નો સવાસો વર્ષ પર હર્ડરે જર્મની વિષે પૂછ્યા હતા: રાષ્ટ્રો, દેશો, રાજ્યો વૃદ્ધ બની મરી જાય છે કે નવયૌવન પ્રાપ્ત કરી શકે છે? અને કરી શકે તો કેવી રીતે? પચીસ વર્ષમાં જ નવા જર્મનીએ એ પ્રશ્નનો જવાબ દીધો હતો.

આવી ખિન્નતાથી પ્રેરાઈ ચિંતાતુરોએ અનેક વાર આ દેશ માટે પણ એવા પ્રશ્નો કર્યા છે.

## ૨

આવા એક ખિન્નાત્માની મૂર્તિ અત્યારે મારી નજર આગળ ખડી થાય છે...

આશરે ૧૬૦૦ વર્ષ પર આર્ય સંસ્કારના સ્તંભરૂપ મહારાષ્ટ્રીય નરપતિ યજ્ઞશ્રી શાતકર્ણીના રાજ્યકાલમાં એક વિદ્વાન પૌરાણિક મત્સ્યપુરાણ રચતાં એવી ખિન્નતા અનુભવતો હતો. તે ચારે તરફ નજર નાખે છે: ચંપાવતી ને મથુરામાં નાગો; સુરાષ્ટ્ર ને અવંતિમાં આભીર શૂદ્ર, અર્બુદ ને માલ્લવ—બ્રહ્મતેજ વિનાના મ્લેચ્છપ્રાય; સિંધમાં ચંદ્રભાગાને તીરે, કુંતી દેશમાં, કાશ્મીરમાં શૂદ્રો, વ્રાત્યો, મ્લેચ્છો;—બધા 'અબ્રહ્મવર્ચસઃ, ધર્માનૃતપરાઃ, ફલ્ગુદાઃ, તિવ્રમન્યવઃ'—બ્રહ્મતેજ વિનાના, ધર્મ ને સત્યથી પર, કચરા જેવા, મિજાજનાં ડીંગલાં. ઉત્તર હિંદુસ્તાનમાં, રજપૂતાનામાં, સિંધ પ્રાંત ને ગુજરાતમાં, દખ્ખણના થોડા ભાગમાં એક ચક્રે રાજ્ય કરતા હતા—વિધર્મી પિતાના પરદેશી ને પરસંસ્કારી પુત્રો. આર્યાવર્ત છિન્નભિન્ન થઈ ગયું હતું.

પુરાણકારના હૈયામાં ખિન્નતા સંચરે એમાં શી નવાઈ?

હજારો વર્ષ થયાં એના જેવા આર્યોએ સુંદર સ્વપ્નામાં જોયું હતું, સરસ વાણીમાં ઉતાર્યું હતું અને અનહદ પરાક્રમે સર્જવું શરૂ કર્યું હતું—આર્યાવર્ત, એક અને અભેદ્ય. તેમણે સમુદ્રથી તે સમુદ્ર સુધી, ગિરિથી ગિરિ સુધી આવેલા આર્યાવર્તને એક પ્રદેશ માન્યો હતો. પાપવિમોચની સાત ગંગાઓની પવિત્રતા ગામેગામના જલમાં 'जलेऽस्मिन् सन्निधिं कुरु—' કહી મૂર્તિમાન કરી હતી. સાત કુલપર્વતની ઓથમાં એનું સ્વાસ્થ્ય સચવાયેલું માન્યું હતું. સાત નગરીની સમૃદ્ધિમાં મોક્ષદ્વાર જોયું હતું. સાત ઋષિઓને આખા દેશના જીવનવિધાતા માન્યા હતા. સાત જન્મનાં પાપ વિનાશવા જગેજગનાં જ્યોતિર્લિંગોની ભક્તિપ્રેર્યા દરેક પ્રાંતના વાસીઓને મોકલી આપ્યા હતા. એને માટે અથર્વવેદે ઉચાર્યું હતું: 'यस्यां पूर्वे

पूर्वजना विचाक्करे यस्यां देवा असुरानभ्यवर्तयन्.'× આર્યાવર્તની એકતા સતેજ રાખવા યયાતિ, ભરત ને સગરને સમ્રાટ ને એકરાજ માન્યા હતા. જરાસંધે એ માન્યતા સિદ્ધ કરતાં જીવ ખોયો હતો; કૃષ્ણ વાસુદેવે એકતાની પ્રતિમા બની અર્ઘ્ય મેળવ્યો હતો; ચંદ્રગુપ્ત મૌર્યે ને કૌટિલ્યે એ એકતાની સંપૂર્ણ સિદ્ધિ કરી હતી.

આર્યને મન આર્યત્વ એટલે દેવનિર્મિત આ બ્રહ્માવર્તની ભક્તિ; એની ધૂળ એના માથા પર, એનું જળ એની જિહ્વા પર; એના મહાત્મા તે એના દેવ; એનું માહાત્મ્ય તે એનું જીવન; એના સંસ્કાર તે એનો ધર્મ; એનો વિજય ને એનું સ્વાસ્થ્ય એ એનો મોક્ષ. એની સરહદ બહારનાની એને પ્રેરણા નહિ, એની સરહદ ઓળંગતાં એને શાતા નહિ. અહીંયાં જ રહેવું, અહીંયાંના દેવ ભજવા, અહીંયાંના મંત્ર સેવવા, અહીંયાં જ મરવું, અહીંયાંનાને જ હાથે તર્પણ પામવું—આ જ આર્યનું આર્યત્વ; એમાં જ એક ને અભેદ્ય આર્યાવર્તની પરમ સિદ્ધિ.

૩

મત્સ્યપુરાણકારને બહાર અંધકાર છે, અંતરમાં પણ અંધકાર છે. એ અંધકારમાં એક વીજળી ચમકે છે. મગધમાં વિશ્વષ્ફણીનો પ્રતાપ દેખાય છે. તે દેખાવે બાયલા જેવો, પણ યુદ્ધે વિષ્ણુ સમો, શત્રુઓને પૃથ્વી પરથી ઉખેડી બીજાને ક્ષત્રિય-પદનું સામર્થ્ય આપે છે. તે આર્ય છે, દેવ, પિતૃ ને બ્રાહ્મણ-નો સેવક છે; તે રાજ્યસત્તા પ્રસારી, ગંગાતીરે જઈ, શરીર દમી ઇંદ્રલોકે વિચરે છે.

આર્યત્વના વારસો આજે વિશ્વષ્ફણીને વીસરી ગયા છે. આવતી ઉષાનો, હવે પછી આવવાના સોનાના સૂરજનો એ

× અહિયાં પૂર્વે પૂર્વજનો વિચર્યા, અહિયાં દેવે અસુરને મહાત કર્યા.

અરુણુ ઓળખવાને અસમર્થ મત્સ્યપુરાણકારની ખિન્નતાનો પાર નથી. સુવર્ણયુગનાં નામ ને નિશાન નથી, 'ફલ્ગુદા: તીવ્રમન્યવ:'—કચરા જેવા ને મિજાજીનાં ડીંગલાંનો પ્રલય-સાગર પ્રસરી રહ્યો.

નિરાશાની ચિંતામાંથી અમર આશાનો દિવ્ય દેહ ઊભો થાય છે. વિનાશ પ્રસરતો લાગે ત્યારે જ નવસૃષ્ટિનાં બીજ રોપાય છે. સુવર્ણયુગનાં સર્જન ઠંડી–મીઠી ચાંદનીમાં થતાં નથી; વિપત્તિનાં સડામાં, મહાઆદર્શની આગમાં, દિશા પ્રજ્વાલતાં ઉત્સાહ, મહત્ત્વાકાંક્ષા ને ત્યાગના દાવાનળની સોનેરી જ્વાલાઓમાં થાય છે.

ગંગાના પ્રદેશોમાં, પ્રયાગ, સાકેત ને મગધમાં રાજ્ય કરે છે—ગુપ્તવંશજ. કયો ગુપ્તવંશજ? શું એનું નામ? તે 'ફલ્ગુદા:, તીવ્રમન્યવ:'માંનો એક નથી. એક વાસુદેવની ગુપ્ત રાણી સાંભળી હતી, એક શ્રીગુપ્તે ચીની મુસાફરો માટે ધર્મશાળા બંધાવી હતી, એક બીજ માત્ર: અણુથી પણ નાનો, વિસ્મરણની ધૂળમાં ઢંકાયેલો ગુપ્તવંશજ. તેનો પુત્ર ઘટોત્કચ ગુપ્ત એ પણ એક અણુ. 'તીવ્રમન્યવ:'ને તેમની પરવા નથી. ખિન્નાત્માઓના ખેદનો પાર જ નથી. ઘટોત્કચનો પુત્ર ચંદ્રગુપ્ત. ચંદ્રગુપ્ત મૌર્યના રાજનગર પાટલિપુત્રના ભગ્નગૌરવ રાજ-મહાલયમાં ફરતો એક નાનકડો રાજા. એની શક્તિમાં જોઈ એ તો સંકલ્પ, સૈન્યમાં આત્મબળ, સમૃદ્ધિમાં સાહસ, દીર્ઘદૃષ્ટિ ને સંસ્કાર. બ્રહ્માંડ પ્રગટાવે એવો એ એક અણુ—બ્રહ્માંડ પ્રગટાવવાને ઉત્સુક.

એણે સંકલ્પ કર્યો છે—સુવર્ણયુગનું ખાતમુહૂર્ત કરવાનો. તે જઈ લિચ્છવીની રાજકન્યા કુમારદેવીને પરણે છે ને લિચ્છવીનો પ્રદેશ પહેરામણીમાં સ્વીકારે છે.

બેના લગ્ને મગધ એક બન્યું; બેના સાહચર્યે મિજાજીનાં

ડીંગલાંના મિજાજ ઊતર્યાં; એનાં પરાક્રમે પતિ 'મહારાજાધિરાજ' બન્યો, પત્ની 'મહાદેવી' બની.

મહારાજાધિરાજ ચંદ્રગુપ્તે કુશાનના છિન્નભિન્ન થયેલા મહારાજ્યને હાથ દેખાડ્યો; વિંધ્યશક્તિના પુત્ર પ્રવરસેનનું સમ્રાટપદ મુકાવ્યું; સિંધુના સાત મુખ ઓળંગી બાલ્હિકોને હરાવ્યા.

આ યુગલનાં પરાક્રમોની કથની ઝાઝી રહી નથી, પણ તેમના પુત્રે પડાવેલા તેમના લગ્નના સિક્કામાં ચંદ્રગુપ્ત તેની મહાદેવીને વીંટી આપતો હજુ ઊભો છે.

આ ચિત્ર રાજારાણીના લગ્નનું એક દૃશ્ય નથી; એ વીંટીના દાનમાં પ્રચંડ આત્માઓનો સંયોગ રહ્યો છે. એમની માંઢળગાંઠમાંથી ભારતની મહત્તા પ્રગટી; એમના સંયુક્ત પ્રતાપે એને સુવર્ણયુગ સાંપડ્યો. આવું વીર–યુગલ ઇતિહાસે જોયું નથી ને કથાએ કલ્પ્યું નથી. એમની આગળ જસ્ટીનીઅન ને થીઓડોરા ઝાંખાં પડે છે. એમના પુત્રની પ્રશસ્તિમાં એમનો ગર્વભર્યો ઉલ્લેખ આવે છે:

महाराजाधिराजश्रीचन्द्रगुप्तस्य पुत्रस्य लिच्छवीदौहित्रस्य महादेव्यां कुमारदेव्यामुत्पन्नस्य—

આમ ચંદ્રગુપ્ત ને કુમારદેવી ઇતિહાસનું અમર યુગલ, આછા પ્રકાશમાં અદ્ભુત, ભરતખંડનો ભૂતકાળ દિપાવી રહ્યું છે. ત્યાર પછી આવાં સમાન ને મહત્ત્વાકાંક્ષી નરનારીનો સંયોગ પૃથ્વીએ ફરી જોયો નથી.

## ૪

ઈસવી સનના ચોથા સૈકાના પહેલા ચરણમાં આ અદ્વિતીય યુગલને પુત્ર થયો. ત્યારે શું થયું તેનો ઇતિહાસ કાલિદાસે સાચવ્યો છે:

**દિશાઓ પ્રસન્ન થઈ; મનોહર મરુત વાયા; અગ્નિએ જમણી**

તરફ ઊડતી જ્વાલાએ હવિ સ્વીકાર્યો; ચારે તરફ શુભ સૂચન થયું. આવાઓનો જન્મ લોકના અભ્યુદયને માટે જ હોય છે.

જ્યારે સમુદ્રગુપ્ત મોટો થયો ત્યારે તત્ત્વદર્શી પિતાના હર્ષનો પાર ન રહ્યો. ઈ. સ. ૩૩૫ના આશરામાં તેણે ' આ જ યોગ્ય છે ' કહી તેને પૃથ્વી પાળવાની આજ્ઞા કરી. દ્વેષી કુટુંબીઓ મ્લાન મુખે ને રાજસભા સંતોષથી જોઈ રહ્યાં. દીર્ઘદર્શી પિતા: એને રાજ લેતાં અને છોડતાં આવડયું. સુયોગ્ય પુત્ર: એણે યોગ્યતાની અવધિ કરી.

સમુદ્રગુપ્તની કારકિર્દી એના મહાદંડનાયક હરિષેણે અલ્લાહાબાદના લેખમાં અમર કરી છે, અને એના પુત્રના મિત્ર કાલિદાસે રઘુવંશના ચોથા સર્ગમાં રઘુના દિગ્વિજયરૂપે સનાતન સાહિત્યમાં આલેખી છે. આ વિષયમાં ઘણું સંશોધન થયું છે. વિનસેંટ સ્મીથ જેને હિંદી નેપોલિયન કહે છે, તેના સર્વભક્ષી વિજયનો ઇતિહાસ સંશોધનકારોના નિબંધોમાં મળી આવે છે. આ નિબંધ નથી, માત્ર એક ચિત્ર છે.

ધુમાયેલા અગ્નિની માફક દુશ્મનોનો દ્વેષ તેને જોઈ ભભૂકયો. પણ એની સામ્રાજ્યદીક્ષા જેવીતેવી નહોતી. नवे तस्मिन् महीपाले सर्वं नवमिवाभवत्–જેવો નવો મહીપાલ તેવું જ બધું નવું થઈ ગયું.

હરજટાથી ભ્રષ્ટ થયેલી ગંગા સમી સેના લઈ આ ભડવીર ભગીરથે પોતાના પ્રાબલ્યજળે આખું આર્યાવર્ત તાર્યું. એણે અનેક રાજાઓ માર્યા ને તેમનાં રાજ્ય લીધાં. અનેક રાજાઓ શરણે આવ્યા તેમનાં રાજ્યો તેણે પાછાં સોંપ્યાં. તે દક્ષિણમાં કાંચી સુધી જીતતો ચાલ્યો; પાછા ફરી તેણે સહ્યાદ્રિ ઓળંગ્યો; માલવા, ગુજરાત, ઉત્તર હિંદમાં ' યવનીમુખપદ્મ ' પરનો ' મધુમદ ' તેમના પતિઓને મારી ઉતાર્યો. સરહદના—આસામ, નેપાલ ને જલંદરના—નરપતિઓએ સેવા સ્વીકારી. દૈવીપુત્ર—

પશ્ચિમ સરહદના કુશાન રાજાઓ; ષાહિ, ષાહાનુષાહિ—ઈરાની શહેનશાહ શાપુર હશે,—શક મુરુંડ; સિંહલ–લંકાધિપ મેઘવર્મા: આવા અનેક રાજાઓએ 'આત્મનિવેદનથી, કન્યાઓ-ની ભેટથી, ગરુડની મુદ્રાવાળાં શાસનો યાચી મૈત્રી કરી'. તેણે બાહુવીર્યથી આર્યાવર્તને એક કરી નાખ્યું.

એની વીરતાનાં વર્ણન સાંભળી કલ્પના કહ્યું કરતી નથી. એ 'વ્યાઘ્રપરાક્રમ', 'અપ્રતિવાર્યવીર્ય' તરીકે પંકાયો; 'સર્વરાજોચ્છેત્તા' તરીકે સ્વીકારાયો; 'અજિતરાજજેતાજિત' તરીકે 'કૃતાંતપરશુ'નું પદ પામ્યો.

આ 'વ્યાઘ્રપરાક્રમ' એના સિક્કાઓમાં મોટું ગર્વભર માથું પાછું નાખી તેજસ્વી આંખે પ્રતાપ વર્ષાવતો, વિશાળ સ્નાયુવાળી છાતી વિસ્તારી, શસ્ત્રસજ્જિત, હાથમાં ભાલો કે પરશુ લઈ જગતને ડારતો હજુ ઊભો છે. તે પ્રચંડ છે. તેણે કુંડળ, બંધબેસતી સુરવાળ, આજના 'ફ્રોકકોટ' જેવું બખ્તર માથે કુશાન રાજાઓ જેવી ટોપી પહેર્યાં છે. સોળસેં વર્ષે નાનકડા સિક્કામાંથી આ પ્રતાપી વીર આર્યાવર્તનાં વિજય-શાસનો ઉચ્ચારી રહ્યો છે ને કાંપતાં હૃદયોને હિંમત ને પ્રેરણા આપી રહ્યો છે. જે આર્યત્વનો એ અધિષ્ઠાતા છે, તેમાં કાયરતા કે પરાજયને સ્થાન નથી.

આ 'કૃતાંતપરશુ' એટીલા કે જંગીઝ સમો કઠોર હૃદયનો વિનાશક ન હતો. પ્રચંડ પરાક્રમશીલતા સાથે તેણે સંસ્કારિતાનો સમન્વય કર્યો હતો. તે વિષ્ણુનો ભક્ત હતો; ને ચક્રધરના ગરુડથી પોતાનાં શાસનો આંકતો. તે શાસ્ત્રજ્ઞ હતો; બૃહસ્પતિ સમી તેની બુદ્ધિ તીવ્ર હતી. તે મોજીલો હતો અને તેણે મોજ કરવા ઐરીકીનમાં 'સ્વભોગ' નગર વસાવ્યું હતું. લલિત કલામાં તે તંબુરુ ને નારદને વિસરાવતો. વીણા એનું

પ્રિય વાજિંત્ર હતું એમ સિક્કા ઉપરથી લાગે છે. વિદ્વાનોનો તે આધારરૂપ હતો. તેણે કાવ્યો રચ્યાં, કવિતાથી કીર્તિ મેળવી, ને તે 'કવિરાજ' પદ પામ્યો. આ વર્ણનો વાંચતાં જુલીઅસ સીઝરનાં સ્મરણો થાય છે—ના, વિસારે પડે છે.

એના હૃદયમાં અનુકંપા ઉભરાય છે, દીન, અનાથ ને આતુર જનના ઉદ્ધારની એણે મંત્રદીક્ષા લીધી હતી. તે લોકાનુગ્રહનો અવતાર હતો.

'એ અપ્રતિરથવીર્ય ક્ષિતિ જીતી સુચરિતથી સ્વર્ગ જીતે છે.'

એ પરાક્રમમૂર્તિ હતો; એટલું જ નહિ, પણ સુવર્ણયુગનો સ્રષ્ટા હતો. **સુવર્ણયુગનાં સર્જન મુડદાંના ઢગથી કે વિજયના દુંદુભિનાદથી થતાં નથી; સંગીતના આલાપથી કે તરબોળ કવિતાની સરસતાથી થતાં નથી. પ્રભાવભર્યા આદર્શની સર્વવ્યાપી સંજીવની વિના સુવર્ણયુગ શક્ય નથી.** આ સંજીવની સમુદ્રગુપ્તે હાથ કરી હતી.

ભારતમાં ત્રણસો વર્ષે ફરીથી એણે અશ્વમેધ કર્યો. સિક્કાઓમાં હજી તેની સહધર્મચારિણી મહાદેવી દત્તદેવી વિજય કરી પાછા ફરેલા વાજિરાજને પીંછી ઉડાડતી ઊભી છે. પરાક્રમાંકદેવ 'અશ્વમેધપરાક્રમ' બને છે. 'પરાક્રમાદિત્ય'નું બિરુદ છોડી 'ધર્માદિત્ય'નું બિરુદ લે છે—ને જગત જીતી મેળવેલી સમૃદ્ધિનું છૂટે હાથે દાન કરે છે. વીરતા આદર્શને નમતું આપે છે. પરાક્રમ ભાવનાપ્રધાન બને છે. બાહુપાશમાં એક કરેલું આર્યાવર્ત ધર્મશાસ્ત્રને અભેદ્ય બનાવે છે.

राजाधिराजः पृथिवीमवित्वा दिवं जयत्यप्रतिवार्यवीर्यः । *

---

* એ અપ્રતિવાર્યવીર્ય રાજાધિરાજ પૃથ્વી જીતવાની બાકી ન રહેવાથી સ્વર્ગ જીતે છે.

૫

આ 'ધર્માદિત્ય'ને ધર્મ કોણ પ્રેર્યો? ઈ. સ. ના પાંચમા સૈકાથી તે આજ સુધી એક સ્મૃતિ આર્યોના જીવનનું મૂલ બની રહી છે. મનુસ્મૃતિ કીર્તિમાં શ્રેષ્ઠ ગણાય છે. વ્યાવહારિક દૃષ્ટિએ આ સ્મૃતિ ખરેખર શ્રેષ્ઠ સ્વીકારાઈ છે. મિતાક્ષરાદિ ધર્મશાસ્ત્રાચાર્યો એને જ પોતાનો આધાર લેખે છે. તે સ્મૃતિ 'યાજ્ઞવલ્કયસ્મૃતિ.'

આ સ્મૃતિ આગળ થયેલી સ્મૃતિઓમાં ફેર કરતી નથી, તેમનાં અંગોને વ્યવસ્થિત કરી અભિપ્રાયોને સુગ્રથિત શાસનરૂપે રજૂ કરે છે. આ સ્મૃતિના રચનાર મિથિલાના યોગીંદ્ર સમુદ્રગુપ્તના સમકાલીન હતા.

પ્રશ્ન થાય છે: આ સ્મૃતિનું શાસન કયા રાજ્યકર્તાએ આર્યાવર્તમાં પ્રવર્તાવ્યું? યાજ્ઞવલ્કયસ્મૃતિને આર્યાવર્તના સંસારને ઘડવાનો કયા રાજાએ પરવાનો આપ્યો?

આ યોગીંદ્ર રાજધર્મ શીખવે છે:

**ધર્મથી અલબ્ધને મેળવવું, લબ્ધને યત્નથી પાળવું, પાળેલું યત્નથી વધારવું, વધેલું સુપાત્રને આપવું.**

**વિપ્રને દીધેલું દાન રાજાઓનો અક્ષય નિધિ છે.**

આ પાઠ કોને શીખવ્યો? યોગીંદ્રે શીખવેલો ધર્મ નવો નથી, જૂનો છે. જે અસ્પષ્ટ હતું તે એણે સ્પષ્ટ કર્યું, જે જરૂરનું હતું તેને પ્રાધાન્ય આપ્યું. યોગીંદ્ર ધર્મનું લક્ષણ કહે છે:

देशकाल उपायेन द्रव्यं श्रद्धासमन्वितम् ।
पात्रे प्रदीयते यत्तत्सकलं धर्मलक्षणम् ॥ *

* દેશકાલ પ્રમાણે શ્રદ્ધાપૂર્વક જે દ્રવ્ય સુપાત્રને આપવામાં આવે, તે સર્વ ધર્મનું લક્ષણ છે. યાજ્ઞવલ્કયસ્મૃતિ, ૧-૫

આ ધર્મ કોણે પ્રવર્તાવ્યો ?

યોગીંદ્રે આજ્ઞા કરી :

જ્યાં કૃષ્ણ મૃગ વિચરે ત્યાં ધર્મ શીખવ.

આ કોને કહ્યું ?

ઇતિહાસના આ અગમ્ય કોયડા ઉકેલવાની ધૃષ્ટતા કરું ? એ યોગીંદ્રનો શિષ્ય ને એણે શીખવેલ ધર્મનો પ્રવર્તક તે પરાક્રમાંકદેવ. આ ધર્મનું લક્ષણ દાન—ગમે તેને નહિ, પાત્રને—બક્ષિશ તરીકે નહિ, ઉપહાર તરીકે—મહેરબાની તરીકે નહિ, અર્ધ્ય તરીકે.

યોગીંદ્રની દાનની ભાવના અનુપમ છે. સંસ્કારસ્વામીને દીધેલી અંજલિ તે દાન. યોગીંદ્રની આજ્ઞા છે:

વિદ્યા ને તપવિહોણાએ દાન લેવું નહિ. એવાને દેનાર ને એવા લેનાર બંનેની અધોગતિ છે.*

બધાના પ્રભુ વિપ્ર છે. તેમાં શ્રુતિના અધ્યયન કરનારા શ્રેષ્ઠ; તેમાં વળી ક્રિયાવાન ને તેમાં પણ જ્ઞાની.×

આટલેથી યોગીંદ્રની કસોટી પૂરી થતી નથી:

જે લેવાને સમર્થ છે છતાં દાન લેતો નથી, તે દાનવીરનો પણ સમાન છે.÷

વિદ્યા એકલી નહિ, તપ એકલું નહિ, પણ જેમાં એ બેની સાથે ક્રિયા મળી હોય, તે પાત્ર.

આવા ચાર ધર્મજ્ઞોને ત્રણ વિદ્યાને જાણનારની સભા, તે પર્ષદ. આ પર્ષદ કહે, તે ધર્મ.

સંસ્કારસ્વામીઓનું આર્થિક સ્વાતંત્ર્ય ને સર્વોપરિતા

* યાજ્ઞવલ્કયસ્મૃતિ ૧,૧૯૯ × યાજ્ઞવલ્કયસ્મૃતિ ૧,૨૦૦

÷ યાજ્ઞવલ્કયસ્મૃતિ ૧,૨૧૩

એ યાજ્ઞવલ્ક્યના નવવિધાનનું સૂત્ર. કવિ, જ્ઞાની, તપસ્વી, શાસ્ત્રવિશારદના સ્વાતંત્ર્યનું મૂલ દાનમાં છે, બુદ્ધિશાલી–ભાવનાશીલ પૈસા કમાવામાં વખત ગુમાવે, તો સંસ્કારસ્વામી-નું પદ પ્રાપ્ત કરી શકે નહિ; અને પૈસા ન મળે, તો તે પદની આકાંક્ષામાં કેટલા બુદ્ધિશાળી ભૂખે મરવાને અને સ્ત્રીસંતાનને ભૂખે મારવાને હિંમત કરે? સંસ્કારના સંરક્ષકોને ભૂખે ન મરવું હોય, તો સામાન્ય રીતે કાં તો રાજા પર ને કાં તો પ્રજા પર આધાર રાખવો પડે. જો રાજા પર આધાર રાખે, તો જ્ઞાની ચાડિયો બને, કવિ બારોટ બને, તપસ્વી કંચુકી* બને, આચાર્યપ્રિય માણવક÷ બને, ન્યાયશાસ્ત્રી રાજાની ખુશા-મતને શાસ્ત્ર લેખતો થાય. જો એનો આધાર પ્રજાની મહેર-બાની પર રહે, તો જ્ઞાની રેડિયો દ્વારા રંજન કરવાનું શીખે, કવિ કાવ્યમય જાહેરખબર લખે, ન્યાયશાસ્ત્રી ફીની મોટાઈ પ્રમાણે ન્યાયનું વ્યાજબીપણું ઠેરવે, તપસ્વી બાબુલનાથને રસ્તે પંચાગ્નિ સળગાવે, આચાર્ય સ્ત્રીઓ પાસે ચરણસ્પર્શ કરાવવાનો કીમિયો હાથ કરે.

સંસ્કારસ્વામીઓ આદર્શોના સ્રષ્ટા ને પ્રવર્તકો છે. એમના સામર્થ્ય વિના જીવન ઉદાત્ત બનતું નથી, કર્તવ્ય ઉચ્ચાભિલાષી રહેતું નથી. એમની પ્રેરણા વિના વીર ને ખાટકી વચ્ચે, રાજા ને લોકધનના લૂંટારુ વચ્ચે, મનુષ્ય ને પશુ વચ્ચે ભેદ રહેતો નથી. એમના પર વ્યક્તિધર્મ, કુટુંબધર્મ, સમાજધર્મ ને સ્વદેશધર્મનો આધાર છે; અને સંસ્કારસ્વામી સ્વતંત્ર, સ્વાધીન અને સંતુષ્ટ રહે, તો જ ધર્મ પણ સનાતન અને સ્વતંત્ર રહે. એ સંસ્કાર પ્રસારે તે સૂર્યનારાયણની માફક—આત્મસમૃદ્ધિના ઉભરાટથી. જે ધન માટે આદર્શ સેવે, એ

* જનાનખાનાનો ચોબદાર ÷ મશ્કરો; વિદૂષક

સંસ્કારસ્વામી નહિ. યોગીંદ્ર પૈસા લઈ સંસ્કાર દેનારા ભૃતકાધ્યાપકને કલીબ, કન્યાને ભ્રષ્ટ કરનાર ને ચાડિયાની હારે બેસાડે છે.

દાનથી—દાનની અંજલિથી સંસ્કારસ્વામી ભગ્નગૌરવ થયા વિના જીવનનો નિર્વાહ કરી શકે છે. દુ:સહ દીનતાથી તરવરતા જંતુસમૂહોથી ભર્યો એવો આ વિશાળ ખંડ પરદેશી પરસંસ્કારીઓના ઝોલાઓનો દર વર્ષે થતો સંચાર, જુદા જુદા સંસ્કારોનો આંતરવિગ્રહ, 'ફલ્ગુદાસ્તીવ્રમન્વય:'— કચરા જેવા મિજાજીનાં ડીંગલાંઓ: આ બધાથી ઊભી થયેલી વિષમ પરિસ્થિતિમાં દીર્ઘદર્શી યોગીંદ્ર સંસ્કારસ્વામીઓની સર્વોપરિતા સાચવ્યા વિના આર્યાવર્તને અભેદ્ય રાખવાનો બીજો કયો રસ્તો શોધી શકે ?

સુવર્ણયુગના આ સ્રષ્ટાઓની દૃષ્ટિ ખરી–આપણી કેળવાયેલી દૃષ્ટિ નહિ. સમુદ્રગુપ્તની કીર્તિ માત્ર એક પ્રશસ્તિરૂપે રહી છે. આર્યરાજાઓ લિસોટા બન્યા છે. પરરાજ્યો આવ્યાં ને ગયાં. પરસંસ્કારનાં પૂર પણ આવ્યાં ને ગયાં; અને છતાં આપણા સંસ્કારસ્વામીઓ પોતાના સ્વાતંત્ર્ય ને સ્વાધીનતાને બળે આર્યાવર્તને અભેદ્ય રાખી શક્યા છે. આજે રાજકીય ને સાંસ્કારિક પરાધીનતામાં જ્યારે ભયકારક પ્રવૃત્તિઓનાં પ્રાબલ્ય વધતાં જાય છે, ત્યારે પણ આપણે ત્યાં જ્ઞાની ધનવિહોણો છતાં ધુતકારાતો નથી, કવિ બારોટાઈ વિના જોઈતું મેળવી શકે છે, તપસ્વીનું અક્ષયપાત્ર સદા ઉભરાય છે, આચાર્યપૂજા ઘેર ઘેર થાય છે. ગાંધીજી પોતાની પાઈ વગર 'સાબરમતી આશ્રમ' સ્થાપે છે, માલવીયજી પોતાની સમૃદ્ધિ વિના 'હિંદુ યુનિવર્સિટી' સ્થાપે છે.

જે દેશને સંસ્કાર પ્રિય છે, તે સંસ્કારસ્વામીઓની

સર્વોપરિતા સાચવી રાખે છે. યોદ્ધાઓ ને વેપારીઓના હાથમાં હજુ કોઈ મહાન દેશે પોતાનું સંસ્કારતંત્ર સોંપ્યું નથી. માત્ર અસંસ્કારી સેવકગણની સર્વોપરિતા પર તો લેનિને પણ સંસ્કૃતિ રચવાનો પ્રયત્ન નથી કર્યો. અંગ્રેજી સામ્રાજ્ય ટકે છે, તે એના સત્તાધીશોની સંસ્કારિતા પર. અંગ્રેજી સામ્રાજ્યે મહાયુદ્ધમાં વિજય મેળવ્યો, ત્યારે એકૂસ્વીથ ધારાશાસ્ત્રી એનો અધિષ્ઠાતા, બીજો હોલડેન ધારાશાસ્ત્રી એની સેનાવ્યૂહોનો પ્રાણ, ત્રીજો લોઈડ જ્યોર્જ એનો પ્રોત્સાહક; અને આપણા આજના જીવનમાં કાંઈ પણ આશા દેખાય છે, તો તે દંડેબાજોના જોરને લીધે નહિ, છરી મારનારાઓની દગલબાજીને લીધે નહિ, સ્વાર્થસાધકથી નહિ, ધનસંગ્રહમાં મચેલા મહારથીઓથી નહિ, પણ વિદ્યાભક્ત જગદીશ ને રાધાકૃષ્ણનથી, કવિરાજ રવિબાબુથી, વ્યવસ્થામૂર્તિ જવાહરલાલ ને વલ્લભભાઈથી, રાજયોગી મોતીલાલજી ને તેજબહાદુરથી, આર્યસંસ્કારના આચાર્ય મદનમોહનથી, યોગી અરવિંદથી, તપોનિધિ ગાંધીજીથી. એમના જેવા માટે યાજ્ઞવલ્ક્યે કહ્યું હતું:

तपस्तप्त्वासृजद् ब्रह्मा ब्राह्मणान् वेदगुप्तये ।
तृप्त्यर्थं पितृदेवानां धर्मसंरक्षणाय च ॥ *

સંસ્કારસ્વામીઓની સ્વાધીન સર્વોપરિતા એ વિજયી આર્યાવર્તનું રહસ્ય. એ રહસ્ય સમજી તેનો સ્વીકાર કરાવ્યો એ પરાક્રમદેવની દીર્ઘ દૃષ્ટિ અને તેના ગુરુની પ્રેરણાશક્તિની મહત્તા.

૬

પરાક્રમાદિત્યને પ્રતીતિ થઈ લાગે છે, કે સંસ્કારસ્વામીઓને એક તાંતે બાંધ્યા વિના સંસ્કારની અભેદ્યતા જળવાવાની

* વેદના રક્ષણ માટે, પિતૃદેવની તૃપ્તિને માટે અને ધર્મના સંરક્ષણ માટે બ્રહ્માએ તપ કરીને બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા. યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, ૧,૧૯૮

નથી. એક તાંત તો હતી—સંસ્કૃત ભાષાની. તેને વળ ચઢાવી તેણે મજબૂત રજ્જુ બનાવી, અને તેના વડે આર્યાવર્તને સાંસ્કારિક બંધનો બાંધ્યાં. આ વખતે સાહિત્ય અને શાસ્ત્ર, ક્રિયા અને દર્શનની ભાષા તો સંસ્કૃત હતી. પરાક્રમદેવે તેને આર્યાવર્તની રાજભાષા ને રાષ્ટ્રભાષા બનાવી.

રખેને હિંદમાં બ્રાહ્મણોએ કરેલી કોઈ વસ્તુ ઘણી સારી નીકળી પડે કે હિંદને રાષ્ટ્ર કહેવું પડે, એ બીકથી પ્રેરાયેલા પાશ્ચાત્ય વિદ્વાનો સંસ્કૃત વિષે અનેક દૃષ્ટિબિંદુઓ રજૂ કરે છે. કોઈ કહે છે, કે થોડાકોએ મળી એક નાના પ્રદેશની ભાષાને લોકો પાસે મારી-ઠોકી પૂજ્ય ભાષા તરીકે સ્વીકારાવી. કેટલાક એમ માને છે, કે કાવતરું કરી બેઠેલા બ્રાહ્મણોએ એક દહાડો બૌદ્ધ મતને ઉથલાવી દેવા ઋગ્વેદની ભાષાની મદદથી એક નવી ભાષા સરજાવી. કેટલાક એમ કહે છે, કે સંસ્કૃત કોઈ પણ વખત કોઈ પણ લોકની માતૃભાષા હતી જ નહિ. સદ્‌ભાગ્યે પાશ્ચાત્ય પંડિતોમાંથી પણ આવું રાજકીય દૃષ્ટિબિંદુ કોઈ કોઈ વાર જતું રહે છે; અને પરિણામે એટલું તો સ્વીકારાતું જાય છે, કે ઋગ્વેદ સંહિતાથી તે પાણિનિ સુધીની ભાષામાં એકધારી ઉત્ક્રાંતિ દેખાય છે, અને સંસ્કૃતમાં કૃત્રિમ ભાષાનાં લક્ષણો દેખાતાં નથી.

આર્યો હિંદમાં આવ્યા ત્યારથી સંસ્કારી આર્યોની ભાષા તો સંસ્કૃત જ હતી. શિષ્ટો શુદ્ધ સંસ્કૃત બોલતા. પરાપૂર્વથી આર્ય સંસ્કૃતિને મૂર્તિમાન કરવાનું સાધન સંસ્કૃત હતું. બધી વિદ્યાઓનું વાહન સંસ્કૃત હતું તેની સાક્ષી બૌદ્ધ સાહિત્ય પૂરે છે. યાસ્ક, પાણિનિ અને કાત્યાયને જે ભાષાનાં વ્યાકરણ લખ્યાં, તે મૃત ભાષા હતી એમ કોઈ નિષ્પક્ષપાત તો ભાગ્યે જ કહી શકે. પતંજલિ સ્પષ્ટ કહે છે, કે હિમાલયની દક્ષિણે પારિ-યાત્રની ઉત્તરે, આદર્શની પૂર્વે અને કાલકવનની પશ્ચિમે આવેલા

આર્યાવર્તના લોભવિહોણા, નિઃસ્વાર્થી, એક જ પાત્રે માય એટલું અન્ન ભરી રાખનારા બ્રાહ્મણો તે શિષ્ટો; અને તેમની જ ભાષા તે શુદ્ધ ને શિષ્ટ સંસ્કૃત.

એ ઉપરાંત કેટલાયે અશિષ્ટો થોડુંઘણું સંસ્કૃત સરળતાથી વાપરતા કે વગર મહેનતે સમજતા હશે, તે નાટકો ને પુરાણોની લોકપ્રિયતા અને પ્રચાર પરથી દેખાઈ આવે છે. ઈ. સ. ૧૦૦માં થયેલા અશ્વઘોષ સાક્ષી પૂરે છે, કે બૌદ્ધ મતનું પ્રાબલ્ય છતાં નાટકમાં તો સારાં પાત્રો સંસ્કૃત જ બોલતાં હતાં. મહાભારત અને રામાયણ રચાયાં તેમાં લોકસમૂહ ને રાજસભાઓનું રંજન કરવાનો હેતુ સ્પષ્ટ દેખાય છે. ઈ. સ. પૂર્વે બીજી સદીમાં રાજાઓના લેખમાં સંસ્કૃતની અસર દેખાય છે. ઈ. સ. પૂર્વે ૩૩ના ઈસાપુરના લેખથી શરૂ થતા રાજ્યલેખોમાં સંસ્કૃત વપરાતું જણાય છે. પરદેશીનો પૌત્ર ને નવો થયેલો શૈવ, ગુજરાતનો રુદ્રદામન બીજી સદીમાં પોતાનો લેખ સંસ્કૃતમાં કોતરાવે છે. આર્યાવર્તમાં જ્યાં જ્યાં સંસ્કારિતા હતી, ત્યાં ત્યાં સંસ્કૃત પ્રાકૃતો ઉપર પ્રાધાન્ય ભોગવતું એ નિર્વિવાદ લાગે છે.

શિષ્ટોની આ સરસ્વતીને માથે પરાક્રમદેવે રાજમુગટ મૂક્યો. જૈનોએ એનો સ્વીકાર કર્યો. જે બુદ્ધે એને ત્યાગી હતી, તેમના અનુયાયીઓ એને શરણે ગયા. સંસ્કૃતે જીવનમાં અદ્‌ભુત સ્થાન લીધું. એના સિવાય કેળવણી શક્ય નહિ ને સુરુચિ પ્રાપ્ય નહિ; કથામાં મઝા નહિ ને સંસ્કારની બીજી સાખ નહિ; ભાષામાં શુદ્ધિ નહિ ને વિલાસમાં રમઝટ નહિ; સાહિત્યમાં રસ નહિ, શાસ્ત્રમાં સ્પષ્ટતા કે બંધનશીલતા નહિ; જ્ઞાનમાં ગાંભીર્ય નહિ, ને મંત્રોમાં મોક્ષ નહિ. એના વિના પ્રજામાં માન નહિ; રાજદરબારે આદર નહિ. એના સેવન વિના સંસ્કારસ્વામીનું સ્થાન સદાયે અસાધ્ય, દાનેશ્વરીઓનાં

દ્વાર સદાયે બંધ, દેવોની દયા સદાયે દુર્લભ. આમ મર્ત્યોની આ માતૃભાષા શિષ્ટોની સહચરી મટી જઈ આર્યાવર્તની સંસ્કૃતિનો સ્થૂલ દેહ થઈ. પાપવિમોચની જાહ્નવીની માફક શુદ્ધિ પામતી અને વિસ્તારતી, અશુદ્ધ ને અસંસ્કારીને પુનિત કરતી, પૂજ્યભાવ પ્રેરતી, એકાગ્ર ભક્તિ આકર્ષતી, આર્યત્વની જગદંબા બની તે ગીર્વાણગિરારૂપે વહેવા લાગી.

એક હજાર વર્ષ આર્યાવર્તના સંસ્કારો એણે અભેદ્ય રાખ્યા. જ્યારે મુસલમાન રાજાઓએ તેને રાજભાષાના પદથી ભ્રષ્ટ કરી, ત્યારે પ્રાંતિક ભાષાઓમાં વેગભર્યા સંચારથી તેણે આર્યત્વનું પ્રાબલ્ય વધાર્યું; અને આજ સવાસો વર્ષ થયાં, પાશ્ચાત્ય સંસ્કૃતિ, ભાષા ને સાહિત્યના આક્રમણે આર્યત્વને ઝાંખું કરવા માંડયું છે ત્યારે, તે પોતાની પ્રાંતિક પુત્રીઓમાં પોતાની શુદ્ધિ, સમૃદ્ધિ ને સરસતા પ્રેરી તેમને આર્યત્વ ઉદ્ધારવાનું બળ આપી રહી છે. પ્રાંતિક ભાષા–હિંદી, બંગાળી, મરાઠી, ગુજરાતી–દિનપ્રતિદિન સર્વાંગે વધારે ને વધારે સંસ્કૃત થતી જાય છે.

પ્રાંતિક ભાષાના વિકાસ ને સમૃદ્ધિમાં મને અચલ શ્રદ્ધા છે. સંસ્કૃત ભાષા સાહિત્યનું, જ્ઞાનનું, શાસ્ત્રનું કે પ્રજાના વ્યવહારનું વાહન હવે થઈ શકે નહિ; એના વિના શિષ્ટત્વ નહિ એ સિદ્ધાંત હવે સ્વીકાર્ય રહે નહિ. એના જુલમથી અશિષ્ટને શિષ્ટ થતા અટકાવવા એ દલીલ અર્થવિહોણી છે. આપણી માતૃભાષા દ્વારા આપણા જીવન ને સંસ્કારનો શબ્દ-દેહ રચાય, એમાં જ આપણો જયવારો હું જોઉં છું; પણ તેથી હું ગીર્વાણગિરાની ભક્તિમાં પળ વાર ચળ્યો નથી—ચળવા માગતો નથી. એ ગિરામાં આપણા વિચારની ગહનતા, આપણા આચારના આદર્શો, આપણા સાહિત્યની અપૂર્વતા, આપણાં પરાક્રમો ને રસિકતાનાં ધોરણ અને ધ્યેય સમાયાં છે. એમાં

આપણા સંસ્કારસ્વામીઓની પ્રેરણા છે, સંસ્કારની શુદ્ધિ ને સમૃદ્ધિ છે. એમાં અને એના વડે આપણો ભૂતકાલ ગર્વપ્રદ ને ભાવિ ઉજ્જવલ છે—આર્યત્વનો ઉદ્ધાર છે—આર્યાવર્ત એક ને અભેદ્ય કાલાંત સુધી રહેશે.

૭

યોગીંદ્ર એક મહત્ત્વનો ફેરફાર કરે છે. ઋગ્વેદમાં વર-કન્યા સખારૂપે સંબોધાયાં છે. તેમાં વિપ્ર 'वीरसूर्देवकामा... सम्राज्ञी श्वशुरे भव...समजंतु विश्वेदेवाः समापो हृदयानि नौ' એમ વીરપુત્રની માતા થવાનો, શ્વશુરગૃહે સમ્રાજ્ઞી થવાનો આશીર્વાદ દે છે. હિરણ્યકેશીગૃહ્યસૂત્ર પાકટ વયની કન્યા પરણવાની આજ્ઞા કરે છે. પારસ્કરગૃહ્યસૂત્રમાં પતિનું સંબોધન જેવું અદ્‌ભુત રીતે ઐકયદર્શક છે, તેવું જ પત્નીની પાત્રતા પુરવાર કરનારું છે:

प्राणैस्ते प्राणान् सन्दधामि अस्थिभिरस्थीनि मांसैर्मांसानि त्वचा त्वचमिति ।

મારા પ્રાણથી તારા પ્રાણ બાંધું છું, હાડથી હાડ, માંસ-થી માંસ ને ચામથી ચામ બાંધું છું. મનુસ્મૃતિ આશરે ઈ. સ. ૩૦૦માં હાલને સ્વરૂપે થઈ લાગે છે. તે કન્યાને આજ્ઞા કરે છે:*

લગ્નને યોગ્ય એવી કન્યાએ ત્રણ વર્ષ વાટ જોવી; અને પછી સમાન પતિ શોધી કાઢવો. જો એને પરણાવવામાં ન આવે ને તે પોતે પતિ શોધી કાઢે, તો તેમાં એનો દોષ નથી; તેમ જેને એ પરણે, તેનો પણ દોષ નથી.

પછી સ્મૃતિકાર ઉમેરે છે:

कामममरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि ।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥

કન્યાને પરણવાયોગ્ય હોય તોપણ મરણ સુધી પિતાને

* ૯; ૯૦–૯૧

ત્યાં રાખવી, પણ ગુણહીનને કદી દેવી નહિ.÷

આ એક સદી પહેલાંની આજ્ઞા.

એક સદી પછી યાજ્ઞવલ્કયે આજ્ઞા કરી, કે 'યવીયસી'ને —શરીર ને ઉંમરે મોટી ન હોય, તેને—પરણવી.+

अप्रयच्छन्समाप्नोति भ्रणहत्यामृतावृतौ ।
गम्यत्वभावे दातृणां कन्या कुर्यात्स्वयंवरम् ॥

કન્યાદાનદાતા કન્યાને ન પરણાવે તો ઋતુએ ઋતુએ તે ગર્ભહત્યાનું પાપ કરે છે. મનુએ વિધવા સ્ત્રીને તેમ જ અમુક વર્ષ સુધી જેનો પતિ પરદેશ ગયો હોય, તેને પરણવાની રજા દીધી હોય એમ સ્પષ્ટ લાગે છે. નારદ સ્પષ્ટ રીતે રજા આપે છે. અગ્નિપુરાણ પુનર્લગ્નની છૂટ મૂકે છે. તે જ શબ્દોમાં લગ્નનાં શાસનો રચતાં યાજ્ઞવલ્કય એ જ શાસન છોડી દે છે.

યોગીંદ્ર બીજી આજ્ઞા કરે છે: प्रातिलोम्ये वधः स्मृतः ।

પોતાનાથી વધારે સંસ્કારી સ્ત્રીને ફોસલાવી આર્યત્વનો દ્રોહ કરનાર પાપાચારીનો વધ કરવો.

આ ફેરફાર શા માટે થયો છે? સ્ત્રીત્વને બાળલગ્ન ને એક લગ્નના સાણસામાં કેમ પકડ્યું?

હું પાશ્ચાત્ય પાદરી હોઉં, તો યાજ્ઞવલ્કયને જંગલી કહું; અંગ્રેજ રાજ્યકર્તા હોઉં, તો એને સ્વરાજ્યને માટે નાલાયકીનો કીર્તિસ્તંભ કહું; સંસારસુધારાનો ખેરખાં હોઉં, તો એને અધોગતિનો પ્રચારક કહું; સ્ત્રીહક પ્રતિપાદન કરનાર હોઉં, તો એને સ્ત્રીશત્રુ કહું; જૂનો ધર્મચુસ્ત હોઉં, તો એને સનાતન સત્યનો સ્થાપક ગણું. એક નમ્ર અભ્યાસી છું એટલે સુવર્ણયુગના સ્રષ્ટાએ કરેલા ફેરફારનું રહસ્ય શોધવા મથું છું. આર્યાવર્ત સંસ્કારને શિખરે હતું, સ્વરાજ્ય ભોગવતું હતું,

÷ ૯; ૮૯ + ૩; ૬૪

બીજાં ત્રણ સો વર્ષે વીર્ય ને વૈભવની પરાકાષ્ઠાએ પહોંચ્યું. પુરોગામી સ્મૃતિકારના પ્રમાણમાં સ્ત્રીના હકો યાજ્ઞવલ્કયે વધાર્યા, ને મનુ જેવાથી એ જુદા પડયા પછી એમણે જ સત્ય સ્થાપ્યું એમ કેમ કહેવાય? ત્યારે આ ફેરફાર કેમ કર્યા?

આ ફેરફારમાં ઊંડુ રહસ્ય રહ્યું છે. પુરુષની નજરે સ્ત્રી રસેશ્વરી છે, પ્રણયીની નજરે પ્રાણેશ્વરી છે. સમાજના ઉદ્ધારક, શાસક કે આચાર્યની અવિકારી દૃષ્ટિએ સ્ત્રી અણમોલું ધન છે. સમસ્ત જીવનની આ જનની ને ધરિત્રી જો સંસ્કારી, ટેકી ને સુશીલ હોય, તો તે સંસ્કારની અભેધતા જાળવે છે, પુરુષને પ્રેરે છે, કુટુંબને તારે છે. તે અસંસ્કારી, અવિવેકી કે નિર્બળ મનની હોય, તો તે જીવનની ઉચ્છેદક બની, સંસ્કારસંકર કરી ઘર અને સંસારને તારાજ કરે છે. પુરુષ હરામખોર છે—પોતાની સંસ્કારસૃષ્ટિ છોડ્યા વિના સ્વચ્છંદી થઈ શકે છે. સ્ત્રી નિખાલસ છે—આકર્ષણ થાય, તો પોતાની સૃષ્ટિ તોડવા તત્પર બને છે; અને એના હૃદયમાં બળતો પ્રચંડ અગ્નિ, આચાર, વિચાર, સંસ્કારની મર્યાદાઓ તોડી સ્વચ્છંદે દાવાનળ બની બેસે છે. પુરુષ સંસ્કારભ્રષ્ટ થાય, તો પોતાની જાતે પડે; સ્ત્રી પોતે પડે ને બીજાને પાડતી જાય. સ્ત્રી સુરક્ષિત રહે, ક્ષણભર લોભમાં કે વાસનામાં તણાઈ સંસ્કારભ્રષ્ટ ન થાય, એ દુષ્પ્રાપ્ય ધ્યેય દરેક દેશના આચારના શાસકોએ કોઈ ને કોઈ રીતે સાધવાના પ્રયત્નો કર્યા છે.

પરદેશી ને પરસંસ્કારી, જે પોતાની એક સ્ત્રી બળજોરીથી સંસ્કારભ્રષ્ટ થાય તો આકાશ–પાતાળ એક કરે, તે પારકું ઘર લૂંટાય તેની પરવા વિના આવા પ્રયત્નો તરફ હસે ને હસતાં શીખવે એમાં કંઈ નવાઈ નથી. વ્યક્તિગત આદર્શો કે ભાવો પાછળ ભમનારને આ પ્રયત્નો મૂર્ખતાની સીમા લાગે એમાં પણ નવાઈ નથી. ઊછરતો યુવક, પ્રણયતરસ્યો, આત્મા-

નો ઉલ્લાસ વધારનારી સહચરી શોધતો, પોતાના શિકાર સ્થાનને મર્યાદા મુકાય તે નહિ પસંદ કરે. કેળવાયલી સંસ્કારી સ્ત્રી પોતાની જાતિ પર ચંચળતાના આક્ષેપો મુકાયેલા જોઈ ક્રોધાવિષ્ટ થાય. 'કાકાની શશી'માં કાકાના શબ્દો વાપરું, તો–

**સ્મૃતિકારે સ્ત્રીને બાળલગ્નના કરંડિયામાં પૂરી હતી. પાશ્ચાત્ય સંસ્કારે તેનું ઢાંકણું ખુલ્લું મૂક્યું છે, અને યુગો થયાં સપડાયેલી સ્ત્રી ફણા માંડી ફૂંફાડા મારે છે.**

આ ફણાધારિણી ને તેના ભક્તોને—અને હું એક ભક્ત નથી, એમ ભાગ્યે જ કહી શકાશે—આ ધ્યેય તિરસ્કરણીય લાગે. ભલે. આપણે દુર્દશામાં પડ્યા છીએ તે દુઃખ વિસારી આપણી જાતને ડાહ્યા, શાણા ને મહાન માનીએ, અને સંસ્કાર ને મહત્તાની ટોચ પર પહોંચેલા આર્યાવર્તના સ્રષ્ટાઓનાં શાસનોનાં રહસ્ય સમજવાનો શિશુભાવ, સહિષ્ણુતા કે સહાનુભૂતિ ન કેળવી શકીએ, તો ભલે. જે જોવાને ઉત્સુક નથી, તેના જેવા આંધળા ક્યાંય ભાળ્યા છે ?

તમે ને હું નિર્વીર્ય, શિથિલ, વિભક્ત, પાશ્ચાત્ય વિચારોના આડંબરમાં સ્વત્વ સંરક્ષવાની પ્રબળ ઇચ્છા કરવાને પણ અશક્ત છીએ. છતાં જ્યારે ટ્રેન પરથી ઊતરતી નિરાધાર સ્ત્રીઓને અનીતિના પંજામાં ચાલી જતી જોઈએ છીએ; જ્યારે ભલી, નિર્દોષ ને મૂરખ સ્ત્રીને ઘર બહાર છોકરાં છોડાવી, ફોસલાવી જનારની વાત સાંભળીએ છીએ; જ્યારે દુઃખની મારી સ્ત્રીને જબરદસ્તીથી પરહસ્તે જતી જાણીએ છીએ; ત્યારે આપણી વૃદ્ધ ને નિર્માલ્ય રગમાં ઠરી ગયેલા રુધિરમાં પણ પુણ્યપ્રકોપનું ઝીણું તરંગડું હાલી ઊઠે છે. તો એક ભૌગોલિક ને રાજકીય સ્વાસ્થ્ય વિનાના વિશાળ ખંડમાં ભિન્નતામાં ને અજ્ઞાનમાં તરવરતાં સ્ત્રીઓ અને પુરુષો; ખૂણે ખૂણે પર-

સંસ્કારી ને પરદેશીઓએ પાથરેલાં પ્રલોભનો; થોડાક જ શિષ્ટ પુરુષો; નામની જ શિષ્ટ સ્ત્રીઓ—આવા આર્યાવર્તના સમાજને એક ને અભેદ્ય કરવાના માર્ગ શોધતા યોગીંદ્રને એક સ્ત્રી સંસ્કારવર્તુલમાંથી બહાર જાય એ કારી ઘા સમાન લાગ્યું હશે. અને એમની પ્રચંડ માનવતાને પરદેશીનાં આક્રમણોના અને પોલીસ, પત્રો ને તાર–રેલ વિનાના એ જમાનામાં આર્ય પુરુષ બાલકન્યા સ્વીકારે, રક્ષે ને પોષે, અને આર્યસ્ત્રી સ્ત્રીત્વ ખીલ્યા પહેલાં એક કુટુંબજીવનમાં રહી ઊછરે, એમાં જ ડહાપણ જણાયું હશે.

બાલિકાલગ્ન, પતિની નિશ્ચલ ભક્તિ, ને વધારે સંસ્કારી સ્ત્રીને ફોસલાવનારનો વિનાશ–આ યોગીંદ્રનાં ઉગ્ર ને ભયંકર શાસન, દેશનું આર્યત્વ સાચવવા કરેલી આજ્ઞા, જેને પ્રતાપે પંદર સો વર્ષ સુધી આર્યોએ સંસ્કારશુદ્ધિ સેવી તે અને આજે સેંકડો વર્ષથી સંસ્કારવિગ્રહની કરોડો મૂક સૈનિકાઓ આ શાસનને શિરસાવંદ્ય ગણી ગમે તે સ્થિતિમાં સંસ્કારોનું સંરક્ષણ કર્યાં કરે છે. તે જાતે મોઈ, પણ આર્યત્વ ઉગાર્યું.

આપણે આ આજ્ઞામાં અનુમતિ ન આપી શકીએ, તેનું અનુકરણ કરવા ન પ્રેરાઈએ, એને માન્ય ગણવા તૈયાર ન થઈએ; પણ આર્ય–સંસ્કાર પોતાની મેળે સાચવે એટલું બળ દરેક સ્ત્રીમાં ન આવે ત્યાં સુધી એનો હેતુ આપણે ન સમજીએ, તો આપણે આર્ય નહિ.

## ૮

ઈ. સ. ૩૮૫ના અરસામાં પરાક્રમાદિત્ય સદેહે જીતેલે સ્વર્ગે વિદેહ બની વિચર્યા.

એમના મોટા છોકરાનું નામ રામગુપ્ત, નાનાનું નામ ચંદ્રગુપ્ત. રામગુપ્તની કારકિર્દી હમણાં જ બહાર આવી છે.

મુદ્રારાક્ષસના કર્તાએ 'દેવીચંદ્રગુપ્તમ્' નામના નાટકમાં તે વર્ણવી હતી. પણ તે નાટકના હજુ કકડા જ હાથ લાગ્યા છે.

રામગુપ્ત નિર્બલ, સ્વાર્થી, નીચ હતો. શક રાજાએ–સુરાષ્ટ્રનો મહાક્ષત્રપ રુદ્રસેન ત્રીજો હશે–તેનાં પર આક્રમણ કર્યું, અને પોતાની પત્ની ધ્રુવદેવી રામગુપ્તે તેને આપી દીધી. ચંદ્રગુપ્તે ધ્રુવદેવીનો વેશ લીધો અને શકરાજને ત્યાં જઈ તેને મારી નાખ્યો. તે પાછો ફર્યો, ગાંડે વેશે પાટલિપુત્ર આવ્યો અને મોટા ભાઈને મારી નાખ્યો.

રામગુપ્ત પરાક્રમાંકદેવી તેજસ્વી કીર્તિ પર કલંક છે. મારા 'ધ્રુવસ્વામિનીદેવી'માં એના મરણ પછી ધ્રુવદેવીના મુખમાં મૂકેલા શબ્દો ટાંકું છું:

**કાલિદાસ ! કેટલાક જન્મે છે લોકો સદા સ્મરે માટે; કેટલાક મરે છે લોકો સત્વર વીસરી જાય માટે.**

ચંદ્રગુપ્તે પોતાના હાથમાં આર્યાવર્તનો રાજદંડ લીધો, ધ્રુવસ્વામિની દેવીનું પાણિગ્રહણ કર્યું, અને ગુજરાતના ક્ષત્રપોને આશરે ૩૮૦ કે ૩૮૮માં જડમૂળથી ઉખેડી કાઢ્યા. પછી તે પિતાની પેઠે પૃથ્વી જીતવા નીકળ્યો. સુરાષ્ટ્ર, ગુજરાત, માળવા તેણે પોતાના રાજ્યમાં જોડી ઉજ્જયિનીને પાટનગર બનાવ્યું. તેણે સિંધ પણ જીત્યું હોય એમ લાગે છે. પણ પિતાએ જીતેલા ભરતખંડમાં તેને ઝાઝું જીતવાનું રહ્યું નહોતું. તેણે લાંબો કાળ – આશરે ૪૧૩ સુધી – એકે ચક્રે રાજ્ય કર્યું, અને વધારે વિજયનો વલવલાટ છોડી મહાન સામ્રાજ્યને સુવ્યવસ્થિત કરવામાં તે ગૂંથાયો.

તેની મહાદેવી ધ્રુવસ્વામિનીદેવી એની કીર્તિ ઉજ્જવલ કરે એવી જાજ્વલ્યમાન લાગે છે. ગોવિંદગુપ્ત તરફથી તેની માતા વૈશાલીમાં રાજ્ય ચલાવતી હોય એમ લાગે છે. ચંદ્રગુપ્તે મોટા પુત્ર કુમારગુપ્તને કુંતલ દેશની અનંતાદેવી વરાવી. એણે

પોતાની બીજી રાણી કુબેર નાગની પુત્રી પ્રભાવતી ગુપ્તાને વિદર્ભના વાકાટક રાજા રુદ્રસેન જોડે પરણાવી. આ પુત્રીમાં ગુપ્તવંશનો ગર્વ હતો. પતિ મૂએ તે રાજમાતા તરીકે રાજ્ય કરવા લાગી, ત્યારે પોતાને અભિમાનથી રાજાધિરાજ દેવગુપ્ત (ચંદ્રગુપ્તનું એક નામ) અને કુબેર નાગની પુત્રી તરીકે કહાવે છે. નેપાલમાં એક કુટુંબીને ચંદ્રગુપ્તે ગાદી અપાવી હોય એમ લાગે છે.

ચંદ્રગુપ્ત એના પિતાથી પરાક્રમમાં ઊતરતો નહોતો. એ પણ શરીરે બાપના જેવો પ્રચંડ લાગે છે. ભરાવદાર મુદ્રા ને મોટી મૂછોથી શોભતું એનું મુખ એના પિતાના મુખથી પણ વધારે ભવ્ય હતું. પિતાએ ગરુડનું નિશાન રાખ્યું હતું, દીકરાએ ચક્રનું રાખ્યું. 'વ્યાઘ્રપરાક્રમ'નો પુત્ર 'સિંહવિક્રમ' કહેવાયો. પરાક્રમાદિત્યના પુત્રે વિક્રમાદિત્યનું બિરુદ લીધું; એટલું જ નહિ, પણ એ 'પરમભાગવત', 'પરમભટ્ટાર્ક' અને 'રાજાધિરાજર્ષિ'ને નામે સુવિખ્યાત થયો. વિક્રમાદિત્ય ને રાજાધિરાજર્ષિ એનાં લાક્ષણિક બિરુદો છે.

ઉજ્જયિનીના ભોજે, પાટણના જયદેવે ને દિલ્લીના હેમુએ એનું અનુકરણ કરવામાં જીવનસાફલ્ય શોધ્યું. જેમ યુરોપીય ઇતિહાસમાં સીઝરનું નામ ધારવા માટે બબ્બે હજાર વર્ષ સુધી રાજાઓ લડી મૂઆ, તેમ 'વિક્રમાદિત્ય', પરમભટ્ટાર્ક' અને 'રાજાધિરાજ' એવાં એનાં પદો માટે આપણે ત્યાં ૧૨૦૦ વર્ષો સુધી યુદ્ધો ચાલ્યાં. અને આજે જેમ સીઝરનાં નામ 'ઝાર' અને 'કૈઝર' સમ્રાટ માટે ભાષામાં વપરાય છે, તેમ ચંદ્રગુપ્તનાં બિરુદો પણ તેવી જ રીતે વપરાવા લાગ્યાં.

આપણા દંતકથાના સાહિત્યમાં વિક્રમાદિત્યની કીર્તિ અમર છે. નવરત્નથી સંવૃત, કાલિદાસના મિત્ર, ભર્તૃહરિના

ભાઈ ને વૈતાલના સ્વામી પરદુ:ખભંજન વિક્રમ રાજા કથા ને દંતકથાની સૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠ સ્થાન ભોગવે છે. એવા દાનેશ્વરી ને વીર નરપાલની જોડી હિંદી કલ્પનાને જડી નથી. મુસ્લિમ દેશોમાં ખલીફ઼ હારુન અલ રશીદ, યુરોપમાં શાર્લમૅન, ઇંગ્લંડમાં કિંગ આર્થરનાં દંતકથાત્મક સ્મરણો પણ એનાં સ્મરણો જેટલાં પ્રીતિપાત્ર થયાં નથી. આપણે અહીંયાં કેટલાયે યુગોનાં બાળકો વિક્રમ રાજાનાં પરાક્રમો સાંભળી સાંભળી ઊછર્યાં છે. મારું અસ્પષ્ટ પણ ભય ને રસભર્યું સ્મરણ 'મડાપચીસી' ને 'સિંહાસન બત્રીસી'માં આવતા વિક્રમનું છે.

સંશોધને દંતકથાનાં આવરણ થોડાંઘણાં દૂર કર્યાં છે, અને કાલ્પનિક વિક્રમ રાજાનાં પડો ઉખેડતાં શકરાજના સંહારક ને ને ધ્રુવસ્વામિનીદેવીના પતિ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની ઐતિહાસિક વ્યક્તિ નજરે ચડે છે.

ઇતિહાસ દંતકથાને ઝાંખી કરે છે આર્યાવર્તના સુવર્ણ-યુગનો મધ્યાહ્ન. ઉજ્જયિનીનો ભવ્ય પ્રાસાદ; સેવાકાંક્ષી મહા-દંડનાયકોની સેના; મિત્રો ને સામંતોના વ્યૂહો; સંધિવિગ્રહકો, કુમારામાત્યો, મહાબલાધિકૃતો, સચિવો, પુરાણીઓ, કવિઓ, જ્ઞાનીઓ, સંસ્કારસ્વામીઓનાં પૂજ્યભાવભર્યાં વૃંદો. બધી વીરતા, વૈભવ ને વિદ્યાનું કેન્દ્રસ્થાન. અને ત્યાં એક અને અભેદ્ય આર્યાવર્તના આત્મા સરખાં, પ્રતાપ ને સંસ્કારનું સ્વામિત્વ ભોગવતાં વિક્રમાદિત્ય ને ધ્રુવસ્વામિનીદેવી. અને એમનો પ્રિય વયસ્ય કાલિદાસ.

હિંદે એવો સમય ફરી જોયો નથી. ચીની મુસાફરોના પુરાવા પરથી સ્મીથ કહે છે: 'વિક્રમાદિત્ય કરતાં વધુ સારો રાજ્યઅમલ હિંદ ઉપર કોઈએ કર્યો નથી.' ખરી વાત. 'પૌર્વાત્ય પદ્ધતિ અનુલક્ષીને' એ ઉમેરે છે, અને તેમાં પાશ્ચાત્ય

પદ્ધતિ જોડે સરખામણીમાં તેને ઊતરતી કહેવાનો હેતુ છે. એની જોડે આપણે સંમત નયે થઈએ.

૯

કાલિદાસ—ફૂલીફાલી આ વસંતનું અનુપમ પંખીડું, વિવિધરંગી, સરસતાના સત્ત્વ સરખું મધ્યાહ્નનાં કિરણો ઝીલે છે, તેનાં તેજમાં નાચે છે, સુમધુર ગાનથી તેની સમૃદ્ધિને અપૂર્વ નાદરૂપે વ્યક્ત કરી અનંત કાલમાં તેના પડઘા પાડે છે.

પ્રભાવ ને રસભર્યા સુવર્ણયુગનો એ બાલ, આર્યાવર્તના શુદ્ધમાં શુદ્ધ સંસ્કારોનો વારસ ને ભોક્તા કોઈ વિદ્યાથી અણજાણ નથી. કાશ્મીરથી કાંચી સુધીનું જીવન તે જુએ છે, અનુભવે છે, નોંધે છે, અને તેમાંથી ઉપમેયપરંપરાઓ લે છે. રસિકતા ખોયા વિના તે વ્યવહારુ બને છે. સંયમ ખોયા વિના તે રસોર્મિઓ વિકસાવે છે. રાજપુરુષ પણ અધમતાના સ્પર્શ વિનાનો; કવિવર પણ રાજાનો મિત્ર; કુંતલદેશમાં દૂત થવાને યોગ્ય. એ જુવાનીમાં વલવલાટિયો હોય કે નહિ, ભવભૂતિની માફક એકલવાયા રહી નિરવધિ કાલ ને વિપુલ પૃથ્વીમાં કો' સમાનધર્માની વાટ તેણે જોઈ હોય કે નહિ, પણ એની કૃતિઓમાં દેખાતા તેના આત્મા પર અનુભવનાં વ્રણ જણાતાં નથી, પાકાઈનો પાનો રસિકતા ઝાંખી કરતો નથી. ભાવના અને જીવનનો દુર્લભ સમન્વય તેને સ્વાભાવિક થઈ ગયો છે. શિષ્ટાચારી અને આનંદલક્ષી દષ્ટિનું તે સમતોલપણું સાચવે છે. સરસતા અને સપ્રમાણતાનો સંવાદ તે પારખી શકે છે. એણે તે જીવનમાં ઉતાર્યો હશે. એનો યોગ—દુર્જેય છે; પ્રતાપ, સુખ, સંતોષથી નીતરતા એ ઉલ્લાસભર્યા સમયના તેજો એના આત્મામાં ચમકે છે, અને તેનાં પ્રતિબિંબ એની કૃતિઓમાં પડે છે.

સંસ્કારી બ્રાહ્મણની એની દષ્ટિ આ સંસ્કારસ્વામીઓએ સુંદર કરેલી સૃષ્ટિ પર પડે છે. રાજા–ચંદ્રગુપ્ત તો આ પ્રતિમાની અસલ વ્યક્તિ ન હોય ?—બહાદુર ને ઉદારચરિત, ન્યાયી પ્રજાપાલક ને ધર્મસંરક્ષક, સંસ્કારી ને રસિક છે. પુરુષો એકબીજા સાથે અથડાયા વિના ધર્મે નિયત કરેલા પોતપોતાના સ્થાનમાં વિચરે છે. સ્ત્રીઓ સંસ્કારી, સુકુમાર, સ્નેહોર્મિભર ને સુશીલ છે. પ્રજા સંતુષ્ટ ને સુરક્ષિત, અને રાજપુરુષ નિયમબદ્ધ છે. તપોનિધિઓ કર્તવ્યપરાયણ ને ધર્મરત છે. કણ્વ સમા સંસ્કારસ્વામીઓ સાત્ત્વિક મહત્તામાં ભવ્ય પૂજ્યભાવ પ્રેરી રહ્યા છે.

વાતાવરણ સંસ્કારથી સીંચેલું છે. વર્ણાશ્રમ વિશ્વનિયમ છે. સમાજ શિષ્ટાચારને અધીન, સંતોષી ને સુખી છે. દિગ્વિજય ને અશ્વમેધનાં તાજાં સ્મરણો આ બધાં પાછળ રહેલા પ્રતાપી જીવનની યાદ દેખાડે છે.

આ ચિત્રમાં આલેખનારની રસદષ્ટિ અને મૂલ આલેખ્યાની મહત્તા આજે પણ જોઈ શકીએ છીએ. એમાં આર્યાવર્તના સુવર્ણયુગની સુખી, સંસ્કારી ને શક્તિભરી છતાં સાત્ત્વિક એવી અપૂર્વ સૃષ્ટિનું દર્શન થાય છે.

ફાહ્યાન આ યુગના સુખી ને સંસ્કારી જીવનનું વર્ણન આપી ગયો છે, પણ તે ભિક્ષુઓમાં રઝળતા વટેમાર્ગુની દષ્ટિએ પડ્યું તે. આ સંસ્કારી, રસિક ને ઉચ્ચાદર્શસેવી બ્રાહ્મણની દષ્ટિનું, જે પરાક્રમાદિત્યે સરજાવ્યું, જે વિક્રમાદિત્યે સર્વાંગસુંદર કર્યું, તેને કાલિદાસ આમ અમર કરે છે, અને અનંત કાલ સુધી આર્યોની નજર આગળ દુઃસાધ્ય છતાં સદાયે ઝંખના સતેજ કરે એવો સત્યયુગ સરજી જાય છે, અને તેની અભેદ્યતા સુદઢ બનાવે છે.

પણ એ સમયની અપૂર્વતાનું સરસમાં સરસ અંગ, જે આજે પણ કોઈ પ્રદેશને અપૂર્વ કરી શકે, તે કાલિદાસે આલેખેલી પ્રણયની ભાવના છે. કોઈ પણ યુગનો પ્રણયનો આદર્શ તે યુગની મહત્તા, તેનાં સ્ત્રીપુરુષની શુદ્ધિ અને સંસ્કારિતાની કસોટી છે. એમાં તે સમયના માનવહૃદયની અમર વૃત્તિઓ આબેહૂબ દેખાય છે. આજના કેળવાયેલા અને પ્રગતિના આપણા જમાનામાં આપણા કવિઓ જેવી કાલ્પનિક પ્રણયભાવના સાહિત્યમાં ઉતારી શકે છે તેનાથી સર્વ રીતે ને સર્વાંગે સરસ ભાવના તે સમયમાં કવિએ પોતાના સાહિત્યમાં ઉતારી છે. એ અસાધ્ય નથી. આજના પ્રણયભીના સંસ્કારી જીવો પણ એની સિદ્ધિમાં મોક્ષ માને એવી એ છે. એની પ્રણયભાવના તંદુરસ્ત સ્ત્રીપુરુષની છે, અપવાસિયાઓની નથી; સુરુચિવાળા રસિકની છે, શૃંગારઘેલાની નથી. એમાં વેવલાટ ને તોફાન નથી, સંયમ ને ગૌરવ છે, પરસ્પરની અવિરલ ભક્તિ છે.

त्वयि निबद्धरतेः प्रियवादिनः प्रणयभङ्गपराङ्मुखचेतसः ।
कमपराधलवं मम पश्यसि त्यजसि मानिनि दासजनं यतः ॥[1]

આ એના ઉપાલંભ, ઠપકો, આક્ષેપ, ને ક્રોધના સાટાની ગૌરવભરી દીન ફરિયાદ, भगवति वसुन्धरे देहि मे विवरम्[2] એ એનું ભવ્ય ને કરુણતમ આત્મસમર્પણથી અંકિત આક્રંદ. શકુંતલા અને પાર્વતીનો, અજ અને યક્ષનો આવો પ્રેમ તે જમાનાનાં વ્યવહારુ બંધનો ને આદર્શો છોડી વિશુદ્ધ ને વિશુદ્ધ થતો, અવિયોજ્ય એવા બે સંસ્કારી આત્માઓને

૧ તારામાં પ્રેમ રાખતો, તને સારું લાગે એવું બોલતો, પ્રેમનો ભંગ કરવાને નારાજ—એવા તારા આ દાસજનમાં, હે માનિનિ! તેં એવો સહેજ પણ શો દોષ જોયો, કે આમ ત્યજી જાય છે?

૨ દેવિ ધરતિ! મને માગ દે.

એકાકાર કરતો જીવંત ને સુરમ્ય તલસાટ બને છે, અને માનવહૃદયના આ સર્વોપરિ ને સૂક્ષ્મ ભાવનું અપૂર્વ દર્શન કરાવે છે. મેઘદૂત શૈલીના એપિપ્સીચિડિયન જોડે દુનિયાના સાહિત્યમાં સુંદરમાં સુંદર પ્રણયગાનનું સ્થાન લે છે. આ પ્રણયના આદર્શથી વધારે સરસ આદર્શ પંદરસેં વર્ષમાં આ દેશમાં કોઈએ ઉચ્ચાર્યો નથી.

## ૧૦

ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય ઈ. સ. ૪૧૩ના આશરામાં સ્વર્ગસ્થ થયા ત્યારે સુવર્ણયુગનો મધ્યાહ્ન તપતો હતો. એનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ આવ્યો. એનો રાજ્યકાલ પણ 'અભિવર્ધમાન વિજય'થી ભરપૂર હતો. આર્યાવર્તની એકતા કે રાજસત્તાના પ્રાબલ્યમાં કાંઈ પણ શિથિલતા આવી જણાતી નથી.

એણે 'મહેંદ્રાદિત્ય'નું બિરુદ લીધું; દાદાની માફક ચક્રવર્તીપદ દર્શાવવા અશ્વમેધ કર્યો, અને એ 'અશ્વમેધમહેંદ્ર' તરીકે વિખ્યાત થયો, એ કાર્તિકેય સ્વામીનો ભક્ત હતો, અને એના દાદાએ જેમ ગરુડનું ચિહ્ન પોતાનું કર્યું હતું તેમ એણે મયૂરને રાજચિહ્ન બનાવ્યું.

ઈ. સ. ૪૫૫માં તે સદ્‌ગત થયો ત્યારે આર્યાવર્ત પર પરદેશીઓનાં આક્રમણનાં વાદળ અંધારાયાં હતાં. ઈ. સ. ૪૫૫ના અરસામાં મધ્ય એશિયાના હૂણોનાં મોટાં જૂથો, શક્તિ અને કાર્યમાં અદ્વિતીય, એક તરફ યુરપ અને બીજી તરફ આર્યાવર્તમાં પ્રસરવા લાગ્યાં.

કુમારગુપ્તના છેલ્લા દિવસોમાં ગુપ્તોની વંશલક્ષ્મી ચંચળ થવા માંડી, પણ સ્કંદગુપ્તે તેને સ્થિર કરી અને 'गुप्तवंशैकवीरः' ની ખ્યાતિ મેળવી. એનામાં બહાદુરી ને મુત્સદ્દીપણું બે ભેગાં

મળ્યાં લાગે છે. ક્ષિતિતલે શયન કરીને પણ તેણે, બલ અને ધન જેણે મેળવ્યાં હતાં એવા પુષ્યમિત્રોને જીતી क्षितिपचरण-पीठे स्थापितो वामपादः ।* આ વિજયની કથા પ્રશસ્તિના જ શબ્દોમાં સુંદર લાગશે :

'પિતાના મૃત્યુ પછી ચંચળ બનેલી વંશલક્ષ્મીને પોતાના ભુજબલ વડે જીતીને એણે ફરી સ્થાપી; આંખમાં આનંદાશ્રુ સાથે 'જીત મળી' એમ બોલતો તે માતા પાસે ગયો—જેમ કૃષ્ણ દેવકી પાસે જાય તેમ. સૈન્યની સહાયથી ચલાયમાન થયેલો પોતાનો વંશ એણે સ્થાપ્યો. પોતાના બાહુના પરાક્રમ વડે એણે અવનિ જીતી ને હારેલા દુઃખી જનો પર દયા દર્શાવી. નિરંતર વધતી જતી કીર્તિએ એને ગર્વિષ્ઠ ન બનાવ્યો; બંદીજનોએ ગીત અને પ્રશસ્તિ વડે એના આર્યત્વનાં ગાન ગાયાં, અને હૂણો સાથે યુદ્ધમાં એણે ધરાને કંપાવી.'

ઇ. સ. ૪૫૬ના ગિરનારના લેખમાં પણ એ જ ઉલ્લેખ છે:

नृपतिगुणनिकेतः स्कंदगुप्तः पृथुश्री–
श्चतुरुदधिजलान्तां स्फीतपर्यन्तदेशाम् ।
अवनिमवनतारिर्यश्चकारात्मसंस्थां
पितरि सुरसखित्वं प्राप्तवत्यात्मशक्त्या ॥
अपि च जितमेव तेन प्रथयन्ति यशांसि यस्य ।
रिपवोऽप्यामूलभग्नदर्पा निर्वचना म्लेच्छदेशेषु ॥ +

* રાજારૂપી ચરણપીઠ પર ડાબો પગ મૂક્યો.

+ મહાવૈભવવાળા અને રાજાઓને યોગ્ય એવા સર્વ ગુણોનો જેનામાં વાસ છે એવા સ્કંદગુપ્તે, જ્યારે એના પિતા પોતાની શક્તિ વડે દેવોના સખા બન્યા (મૃત્યુ પામ્યા) ત્યારે, અરિઓને હરાવી ચાર સમુદ્રના જલથી જેની સીમા બંધાઈ છે અને જેના છેડાના પ્રદેશો સમૃદ્ધિવાળા છે એવી પૃથ્વીને પોતાની બનાવી; અને મ્લેચ્છ દેશોમાં જેનું અભિમાન મૂલથી ઊખડી ગયું છે એવા શત્રુઓ પણ જેનાં યશોગાન ગાય છે તે જરૂર જીત્યો જ છે.

આ વિજય પૂરો થયો અને સુવર્ણયુગનો મધ્યાહ્ન આથમવા લાગ્યો.

હૂણોનાં આક્રમણ આવ્યા જ કર્યાં. ઈ. સ. ૪૫૦માં હૂણરાજ તોરમાણે ઇરાન જીત્યું. બીઆસ પર પવૈયામાં એણે રાજ્ય સ્થાપ્યું હોય એમ લાગે છે. 'મહારાજાધિરાજ'નું બિરુદ ધારણ કરી ઈ. સ. ૪૮૫માં માળવામાં તેણે રાજ્ય કર્યું. મગધના ગુપ્તોનું સામ્રાજ્ય પૂરું થયું. બીજાં દોઢસો વર્ષ શ્રીહર્ષનો રાજ્યકાલ પૂરો થયો ત્યાં સુધી સુવર્ણયુગનો સૂર્ય અસ્તાચલે જતો દેખાય છે.

## ૧૧

સુવર્ણયુગમાં વિદ્યાઓનો ઉદ્ધાર, વિસ્તાર ને વિકાસ અને સંસ્કૃતિની ઘટના ચારે તરફ થતાં હતાં, અને જાવા ને કાંબોડિયા સુધી પહોંચવા માંડ્યાં હતાં. ગ્રીસ, રોમ ને ઇસ્તંબુલ, મધ્ય એશિયા અને ચીન જોડે વ્યવહાર ને સંસ્કારનો વિનિમય થતો હતો. પંચતંત્રે તો કેટલીયે સદી થયાં ગ્રીસ સુધી દિગ્વિજય કર્યો હતો. અને કનકમંજરી જેવી કથાઓએ અરબસ્તાનના રણમાં જઈ શેરાઝાદીને સ્વરૂપે વાર્તા કહી પતિ રીઝવવાનો પ્રયોગ કરતાં શીખવ્યું હતું. સાહિત્ય ને કલાની ચારે તરફ ચાલી રહેલી જીવંત પ્રવૃત્તિઓ અને સુરુચિ ને સર્જકતાની ભાવનાના વેગ ને પ્રાબલ્યનો ખ્યાલ આપી શકાય એમ હોય તોયે અત્યારે તે આપવો અસ્થાને છે.

કાલિદાસનાં કાવ્યો ને નાટકો એક સાહિત્યપ્રવૃત્તિના શ્રેષ્ઠ ને અંતિમ પ્રયત્નનો નમૂનો પૂરો પાડે છે. ગુણાઢ્યની બૃહત્કથા એ વાર્તાનો અને દંડીનું દશકુમારચરિત એ ગદ્યનો નમૂનો.

અલંકારશાસ્ત્રને પણ આ સમયે નવો વેગ મળ્યો એમ દંડીના કાવ્યાદર્શ પરથી લાગે છે. સ્મૃતિઓમાં નારદ, બૃહસ્પતિ

અને યાજ્ઞવલ્ક્ય પણ આ સમયના. કેટલાક વિદ્વાનો કૌટિલ્યના અર્થશાસ્ત્રને અને વાત્સ્યાયનના કામસૂત્રને પણ એ સાથે જ મૂકે છે.

સાંખ્ય, યોગ અને પૂર્વમીમાંસાનાં અન્વેષણો પણ આ જ કાળનાં. બૌદ્ધ વસુબંધુ સમુદ્રગુપ્તનો મિત્ર ને ગુરુ; દિઙ્નાગ બૌદ્ધ નૈયાયિક; પદાર્થસંગ્રહનો કર્તા પ્રશસ્તપાદ; સાંખ્યકારિકાવાળા ઈશ્વરકૃષ્ણ; સાંખ્ય સંપ્રદાયનું ષષ્ટિતંત્ર લખનાર વાર્ષગણ્ય—એ બધા આ જ કાળના.

વૈદકમાં ચરક સમય પહેલાંનો, સુશ્રુત લગભગ આ જ સમયમાં. યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં પણ શારીરિક જ્ઞાન દર્શાવતો અધ્યાય માલૂમ પડે છે તે તે સમયના વૈદકજ્ઞાન પર પ્રકાશ પાડે છે. કાશ્મીરમાંથી મળેલા અશુદ્ધ સંસ્કૃતમાં લખાયેલા ગ્રંથો અને પૂર્વ તુર્કસ્તાનમાંથી મળેલી અશુદ્ધ સંસ્કૃતમાં વૈદકની નોંધ આ સમયના આર્ય વૈદ્યોની સર્વવ્યાપી પ્રવૃત્તિની સાક્ષી પૂરે છે.

ગણિત અને ખગોલવિદ્યા આ સમયમાં ઘણાં ખેડાયાં હોય એમ લાગે છે. ઈ. સ. ૪૯૯માં કુસુમપુરમાં જ આર્યભટે ગણિતનો પુનરુદ્ધાર કર્યો. ગુપ્ત સામ્રાજ્ય અને રોમન સામ્રાજ્ય વચ્ચેના વ્યવહારને લીધે રોમકસિદ્ધાંત રચાયું. ઈ. સ. ૫૦૫માં લાટે તેના પર ટીકા લખી. આશરે ઈ. સ. ૫૫૦માં વરાહમિહિરે પંચસિદ્ધાંતિકા લખી. એની કૃતિઓ પરથી સ્પષ્ટ લાગે છે, કે ખગોળ, ગણિત તે જ્યોતિષમાં એના પુરોગામી વિદ્વાનો અનેક થઈ ગયા હતા.

સ્થાપત્ય, શિલ્પ ને ચિત્ર—ત્રણે ક્ષેત્રમાં કલાએ ઘણો વિકાસ સાધ્યો હતો. ભવ્ય પ્રાસાદો ને મંદિરોનો મુસ્લિમ આક્રમણકારોએ વિનાશ કર્યો છે; શિલ્પ ને ચિત્રના નમૂના

હજુ મોજૂદ છે. અજંટા અને સીગિરિયનાં સારામાં સારાં ચિત્રો આ સમયનાં છે.

આ બધી ઝપાટાબંધ ફરતી સંસ્કારની જલભમરીઓની થોડીક તરંગરેખા. એવી તો કેટલીયે ભમરીઓનાં ચિહ્ન આજે નહિ રહ્યાં હોય કે હજી મળ્યાં નહિ હોય.

કુમારગુપ્ત મહેંદ્રાદિત્યે નાલંદાની વિદ્યાપીઠ સ્થાપી એમ માનવાને કારણ મળે છે. આશરે પોણીબસો વર્ષ પછી ચિનાઈ વિદ્વાન હ્યુનથ્સંગ–યુઆન ચ્વાંગ–તેનું વર્ણન આપે છે.

હજારોમાંથી વીણી કાઢેલા દસ હજાર અભ્યાસીઓ ત્યાં અભ્યાસ કરતા હતા; પરદેશી વિદ્વાનો કેટલાક તો મોંગોલિયા-થી આવતા—સંશય શમાવવા ને વિખ્યાતિ પામવા ત્યાં આવતા. પંદર સો દક્ષ–અધ્યાપકો અનેક વિષયો શીખવતા. શીલભદ્ર, એના સમયના અદ્વિતીય વિદ્વાન, જેણે ત્રીસ વર્ષની ઉંમરે દક્ષિણના વિદ્વાનોને જીત્યા હતા, તે કુલપતિ હતા. હ્યુનથ્સંગ તેમના હાથ નીચે શીખ્યો હતો.

છ માળના મઠોમાં વિદ્યાર્થીઓ રહેતા અને વિદ્યાપીઠ જ તેમનો બધો ખર્ચ ઉપાડતી. સેંકડો ગામની આમદાનીથી તેનો નિભાવ થતો. બૌદ્ધ મત, વેદ, અથર્વવેદ, હેતુવિદ્યા, શબ્દવિદ્યા, ચિકિત્સાવિદ્યા, સાંખ્ય, ન્યાય, યોગશાસ્ત્ર—શીલભદ્ર આ વિષયમાં સર્વોપરિ શાસ્ત્રવિશારદ હતા—ખગોળવિદ્યા, વ્યાકરણ વગેરે વિષયો ત્યાં શિખવાતા.

સામાન્ય રીતે નાનાં છોકરાંઓને પાંચ વિદ્યા શીખવવામાં આવતી. વિદ્વાનો ગામેગામ જઈ સંસ્કારનો પ્રચાર કરતા, અને રાજસભાએ સભાએ આખા આર્યાવર્તના પ્રખર જ્ઞાની-ઓના વિવાદો ગાજતા.

ઉત્તરાવસ્થાએ પહોંચેલા બૌદ્ધ મતની સંસ્થાઓનું આ

ચિત્ર—અને એ પણ સુવર્ણયુગ સંકેલાતો હતો ત્યારનું. પણ સુવર્ણયુગના મધ્યાહ્નકાળમાં પરમ ભાગવતોએ ગુરુ માનેલા બ્રાહ્મણોની પ્રવૃત્તિ કેવીએક હશે? બાણે આલેખેલું દિવાકરમિત્રના આશ્રમમાંના સંસ્કારમંથનનું સુંદર ચિત્ર તેનો કાંઈ ખ્યાલ આપે છે.

પણ આવા અનેક આશ્રમો કરતાં પણ વધારે અસર પૌરાણિકોની હતી. આર્યાવર્તના ઐક્ય ને અભેદનો આધાર સામાન્ય જનોના સાંસ્કારિક ઐક્ય પર રહ્યો હોવાથી રાષ્ટ્રવિધાતાઓએ તેમના સંસ્કાર ઘડવાનું, પ્રસારવાનું ને એક રાખવાનું જે પ્રબળ સાધન સરજાવ્યું તે પુરાણ.

વેદકાળથી ઇતિહાસ–પુરાણ તે ધર્મ ને સંસ્કારનું મૂળ અને પાંચમો વેદ મનાતાં, અને ઐતિહાસિકો અને પૌરાણિકો સંસ્કાર કેળવવાનું કામ આખા દેશમાં કરતા. ઈ. સ. પૂર્વે સાતમી કે આઠમી સદીમાં અધિસીમ કૃષ્ણના સમયમાં થોડાંઘણાં પુરાણો નૈમિષારણ્યમાં વંચાયાં પણ હોય. એ પુરાણો કેવાં હતાં એ અત્યારે કહેવું મુશ્કેલ થઈ પડે છે.

સુવર્ણયુગની શરૂઆતમાં મત્સ્ય, વાયુ ને માર્કંડેયનાં મંડાણ થયાં હતાં. પણ સંસ્કારિતા શીખવવાના એક સર્વગ્રાહી સાધનની જરૂરિયાત હતી. પ્રબલ થતા જતા આર્યાવર્તના લોકોને ઐતિહાસિક સાતત્યનું ભાન, પૂર્વજોનો પરિચય, પોતાની સંસ્કૃતિની ઓળખાણ, ને પોતાના ધર્મ, આચાર ને વિચારનું જ્ઞાન આપવા એક મહાપ્રયત્ન થયો: મહાભારત રચાયું.

તે કાળમાં મહાભારત શતસાહસ્રીસંહિતાને નામે ધર્મના સાહિત્યમાં શ્રેષ્ઠ સ્થાન પામ્યું હતું. 'એમાં ચારે વેદનો અર્થ સમાયો છે...પહેલાં દેવોએ એને તોળ્યું ત્યારે ચારે વેદથી એ અધિક થયું!'

ઉત્તર ધ્રુવમાં એકલા રહેતાં પણ જો ભારત પાસે હોય તો ભરતખંડ ત્યાં પ્રસરે. આ સંહિતા આર્યાવર્તના સમગ્ર જીવનની ભવ્યતા મૂર્તિમાન કરે છે, એમાં રસીલી વાર્તાઓ ને સુંદર કથાનકો છે; દંતકથાઓ ને નીતિવચનો છે; ધર્મ-શાસ્ત્ર ને તત્ત્વજ્ઞાન છે; સંસ્કાર ને નીતિની બધી પ્રવૃત્તિઓ કેંદ્રસ્થ કરી સામાજિક ઉદ્ધાર કરવાના પ્રયત્નો છે; સુવર્ણયુગ ચિરંજીવ કરવાની ઇચ્છાથી રચેલા સિદ્ધાંતોને લોકભોગ્ય કરવાના પ્રયાસો છે; જીવતાં, યુદ્ધે ચડેલાં, મહાઆદર્શોએ પ્રેરાયેલાં પુરાણાં આર્ય નરનારીઓનાં પરાક્રમોની, રગ ઉછાળતી, વિજયગાથાઓનો સંગ્રહ છે; એ યુગની પ્રચંડ માનવતાના ઉલ્લાસને સનાતન સૂત્રોમાં ભરી કર્મયોગ દ્વારા સૃષ્ટિને પ્રેરણા-મંત્ર આપવાનો અભિલાષ છે. મહાજીવનનું એ મહાકાવ્ય છે. એમાં આર્યાવર્તની અભેદ્યતા જળવાય એવો જાદુ છે. એ આર્યોની જીવનસંહિતા છે—વૃદ્ધોને જુવાન કરતી, મૃતોને સજીવન કરતી, છિન્નોને ભેગા કરતી, કાયરોને વીર કરતી. આદિપર્વમાં ખરું કહ્યું છે, કે यन्नेहास्ति न तत्क्वचित्—જે આમાં નથી, તે કોઈ ઠેકાણે નથી.

આ સંહિતાએ ગુપ્તકાલમાં—લગભગ આજનું જ સ્વરૂપ લીધું ત્યારથી—તે ગામેગામના જુદી જુદી ભૂમિકાના આર્યોને જોઈતું પ્રોત્સાહન આપી તેમનામાં સંસ્કાર ને બળ પ્રેર્યાં છે, તેમને પાર્થના વિજયના ભાગિયા કર્યા છે, જુદી જુદી દૃષ્ટિઓને સંતોષી, સમૃદ્ધ કરી તેને એકલક્ષી બનાવી છે.

એણે આર્ય હૃદયની અપૂર્વ ભાવનામૂર્તિ સરજી છે. એ સંહિતાના શ્લોકોમાંથી, જેમ સાગરમાંથી લક્ષ્મી તરી આવ્યાં હતાં તેમ, તરી આવે છે—ન થયેલી, ન થવાની, અને છતાં દરેકને હૃદયંગમ, એ સુવર્ણયુગની ભભક, પ્રતાપ ને સંસ્કાર-થી જ્વલંત એવી પરમ પુરુષોત્તમની ભાવના; દેવકીનંદન

ઘનશ્યામ—જેણે કંસ મારી, દ્રૌપદી સંરક્ષી, કૌરવ ડારી, દુષ્કૃતોના વિનાશ ને ધર્મના સંસ્થાપન માટે, 'निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः' ની સંજીવની ઉચ્ચારી, એક અને અભેદ્ય આર્યાવર્તની સનાતન મોહનમૂર્તિરૂપે આર્ય હૃદયમાં અનંત કાલ સુધી વાસ કર્યો તે નરોત્તમની.

આ ઇષ્ટદેવતાને સ્મરી વિષ્ણુપુરાણકાર આર્ય હૃદયનું ભક્તિસ્તોત્ર ઉચ્ચારે છે:

गायन्ति देवाः किल गीतकानि धन्यास्तु ते भारतभूमिभागे ।
स्वर्गापवर्गास्पदमार्गभूते भवन्ति भूयः पुरुषाः सुरत्वात् ॥ ×

## ૧૨

રાજકીય ઐક્ય ને વિજયોલ્લાસ; સંસ્કારસ્વામીઓની સર્વોપરિતા ને આર્થિક સ્વાતંત્ર્ય; ગીર્વાણગિરાનાં પૂજ્યતા ને પ્રાબલ્ય; પ્રજાના પિતા પરદુ:ખભંજન વિક્રમાદિત્યનો આદર્શ: સંસ્કારના કોશાગાર સમા સ્ત્રીત્વનું સંરક્ષણ; સમૃદ્ધ સાહિત્ય ને વિશુદ્ધ પ્રણય; સમાજના મુમુક્ષુઓ સદા ઝંખે એવો સત્યયુગ; સંસ્કારના વિકાસ ને વિસ્તાર સાધતી અવિરત પ્રવૃત્તિ, ઐતિહાસિક સાતત્યનું સ્થાપન, સમગ્ર સંસ્કૃતિના શબ્દદેહનો સંહિતારૂપે ઉદ્‌ભવ; માનવહૃદયની ભક્તિના અનુપમ ધ્યેય એવા ચક્રધર વાસુદેવનું સર્જન; આ બધાં બળો ઐક્ય ને અભેદ સાચવવા સુવર્ણયુગના સ્રષ્ટાઓએ સરજાવ્યાં.

તોરમાણ ને મિહિરકુલનાં આક્રમણો પળ વારમાં આ બળોએ ખાળ્યાં. શ્રીહર્ષના કાળમાં આ બળોએ આથમતા સુવર્ણયુગની વિવિધરંગી ભભક પ્રગટાવી. ઇસ્લામના ભયંકર

× દેવો પણ ગીત ગાય છે: સ્વર્ગ ને મોક્ષની માર્ગભૂમિ સમી ભારતભૂમિના પુરુષોને ધન્ય છે—જે પુરુષો સુર કરતાં પણ મોટા છે.

આક્રમણ સામે નીડર બની સામનો કર્યો. શિવાજી ને રણજિત આદિ વીરોના સમયમાં અંધકારનાં આવરણો દૂર કરવા માંડયાં. વિપત્તિભરી શતાબ્દીઓમાંથી જેમતેમ પસાર થતા આર્યો એ બળોને લીધે એક ને અભેદ્ય રહ્યા. હાર્યા તો હાર જાણી નહિ; મૂઆ તોયે એમણે મરણની પરવા કરી નહિ. અને પાશ્ચાત્યોએ ઊભી કરેલી આજની પરિસ્થિતિમાં, જ્યારે આ એકેએક બળનું કલેવર કોતરી ખવાય છે ત્યારે પણ એનું પ્રાબલ્ય એટલું બધું રહ્યું છે, કે તેનું સ્વરૂપ આપણે જોઈ શકીએ છીએ, તેની કિંમતની કદર કરી શકીએ છીએ, તેના વડે જ ઐક્ય ને અભેદ અનુભવીએ છીએ અને તેના પર આધાર રાખીને જ ફરી જોવાની આશા રાખીએ છીએ–સમુદ્રગુપ્તનું તે એક અને અભેદ્ય આર્યાવર્ત.

આ બળો કોતરી ખાય છે–સંસ્કાર સંકરથી પ્રગટેલાં જંતુઓ નવા ધનથી ઘેલા બનેલા પ્રથમશ્રી—નૂવારે રિશ—ની માફક તે અનેક ચાળા દેખાડી રહ્યા છે.

આપણા પ્રથમશ્રીનાં પરાક્રમો જેવાંતેવાં નથી.

તે પરબળે સ્થપાયેલી રાજસત્તાના ઐક્ય પર રાચે છે. એ આર્યાવર્તના બે જાતિપ્રધાન કકડા કરવામાં, તેની અનેક પ્રાંતિક કચ્ચરો કરવામાં, ગલીએ ગલીએ ને ઘેરઘેર સંસ્કાર-વિગ્રહ ઊભો કરવામાં રોકાય છે. હજારો વર્ષોનાં સ્વપ્નાંની એને પરવા નથી. અનેક મહાત્માઓની ઐક્યસિદ્ધિની તેને ખબર નથી. તે પાટલૂનના ગજવામાં હાથ મૂકી, છાતી ફુલાવી ગર્વથી ઉચ્ચારે છે: હિંદ રાષ્ટ્ર નથી—રાષ્ટ્ર થવાનું નથી—તેને રાષ્ટ્ર કરવામાં ફાયદો નથી. એક આર્યાએ થોડાક જ દિવસ ઉપર નહોતું ઉચ્ચાર્યું, કે રાષ્ટ્રીયતા એ ગુનો છે?

પરદેશીઓ અને પરસંસ્કારીઓ આર્યાવર્તને અધમ

ફેરવે એ એને ગમે છે. એ પોતે પણ એ જ મતનું પ્રતિપાદન કરે છે. પારકાની કે પરસંસ્કારીની મદદ લઈ આર્યોની અધમતા સિદ્ધ કરવા તે તૈયાર છે. રાજ્યકર્તા આગળ એની વિસાત નથી. પરસંસ્કારીને એનો હિસાબ નથી. પોતાના જ નિર્બળ ભાંડુ ઉપર ક્ષુદ્ર વિજય મેળવી સ્વાર્થી વિજયોલ્લાસ મેળવવા તે પ્રયત્ન કરે છે.

સંસ્કારસ્વામીઓની સર્વોપરિતામાં એને શ્રદ્ધા નથી. બ્રાહ્મણ–તત્ત્વવેત્તા, અધ્યાપક, કવિ, આચાર્ય એને મન એક પ્રકારના શોફરો છે. એ દાનની ભાવના જોઈ હસે છે. અર્વાચીન યુગની પાશ્ચાત્ય સંસ્કૃતિનો એ કીડો દાન દેવામાં અભિમાન ને દાન લેવામાં અધોગતિ જુએ છે, ને એને કિંમતી કાટલે પરાક્રમદેવના ધર્મને હસી કાઢે છે. કુટુંબનો ગોર અગિયારશે ચોખા ને પૈસાનું દાન લેવા આવે ત્યારે તેનો તિરસ્કાર માતો નથી. તોરમાં તે પૂછે છે: ભીખ માગતાં શરમ નથી લાગતી? જેમતેમ કરી ગ્રેજ્યુએટ બની પાશ્ચાત્ય સંસ્કૃતિની છાપ મેળવી, પચાસ અરજી વડે ને પચીસની સિફારસ વડે મેળવેલી કારકુનીની મહત્તામાં એને ગર્વ લાગે છે. સાડાઆઠ વાગ્યે ટ્રેન પકડી, દશ કલાક શુષ્ક ભાવનાવિહોણું ગદ્ધાવૈતરું કરી, ઉપરીનાં મેણાં સાંભળી, એ દાન દેનાર ને લેનાર સામે ઘસાઈ ઘસાઈ ગોળ થયેલું નફટ નાક ચડાવે છે અને આડંબરથી કહે છે: આ દેશમાં મફત ખાનારા કોણે ઉપજાવ્યા? એના નવા સંસ્કારના અઢળક ધનના ઢગલા પર બેઠાં બેઠાં એને ખાતરી થઈ છે, કે યોગીંદ્ર એક સ્વાર્થી ભામટો હતો, પરાક્રમદેવ એક વિશ્વાસુ મૂર્ખ હતો.

ગીર્વાણગિરાની ભૂત ભવ્યતા, વર્તમાન પ્રાબલ્ય, અને ભાવિ ફળદ્રૂપતાનું તેને ભાન નથી; માતૃભાષામાં એ માનતો નથી; તેના વિકાસની વાત તેને હાસ્યાસ્પદ લાગે છે. અંગ્રેજીને

લીધે આજે દેશમાં એકતા છે, એ જ રાષ્ટ્રભાષા આજે છે ને કાલે રહેશે, એ એના સિદ્ધાંત. પરમ દહાડે ગામડાનો મહેતાજી અંગ્રેજી વડે ગ્રામ્ય સંસ્કાર સુધારશે, ને ચોથે દહાડે અંભેટાનો ખેડૂત હળ ખેડતાં અંગ્રેજી ગીત ગાશે. એટલે સુધી એની સિદ્ધાંતશ્રેણી ગઈ છે કે કેમ તે કહી શકાતું નથી. પણ કોઈ પણ આ ભાષા રાષ્ટ્રભાષા થઈ શકે એ તેની કલ્પનામાં આવતું નથી.

અને સ્ત્રીઓ સ્વચ્છંદી થાય તેમાં એને સંસ્કૃતિ દેખાય છે. પાશ્ચાત્ય ડેમી મોન્ડ પર ઠરેલી તેની દૃષ્ટિને સ્ત્રીની સુરક્ષિત અવસ્થામાં સંસ્કારની શુદ્ધિનું સંરક્ષણ છે એ દેખાતું નથી.

એને વિક્રમાદિત્યની મોહની નથી. એને સ્વનિયંત્રણમાં શ્રદ્ધા નથી. આર્ય સત્તાધીશ મહાન થઈ જ કેમ શકે—એ પ્રશ્ન તેને સ્વાભાવિક છે. વિક્રમાદિત્ય કરતાં ક્રિકેટના ફટકા મારતો કોઈ રાજકુમાર એને મન વધારે સંસ્કારી છે. પરદેશી રાજપુરુષના આધાર વિના તેને આરો દેખાતો નથી. પરદેશી રાજ્યે દીધેલા ખિતાબથી નિરાળા બિરુદનો તેને મોહ નથી. બધા દેશને તે સ્વાશ્રયી કલ્પી શકે છે, આર્યાવર્તને કલ્પી શકતો નથી.

કાલિદાસની મહત્તા તે કબૂલ કરે છે; કારણ કે ગ્યોટેએ તેની પ્રશંસા કરી છે. પણ 'હિંદીઓમાં મૌલિકતાનો અભાવ છે' એ વાત એને સ્પષ્ટ છે. એની રસિકતા ક્ષુદ્ર મજાકોમાં તલ્લીન છે. વિલાયતનાં ત્રીજી પંક્તિનાં ચોપાનિયાં ને ચોથી પંક્તિની બીભત્સ વાર્તા એના સંસ્કાર પોષે છે. શાકુંતલ ને રઘુવંશની શી ગણુતી ? મેઘદૂતનું એને આકર્ષણ નથી. એમાં એને રસ નથી પડતો. પ્રણયમાં આદર્શનું સ્થાન પણ એને દેખાતું નથી; સ્ત્રીમાં એને દેખાય છે એક જ—તૃપ્તિનું સાધન. પરધર્મીને સ્ત્રીવિહોણો કરવો; ધાડ પાડી સ્ત્રી ઉપાડી જવી;

લૂંડી વેચાતી લાવી, ચાકરી કરાવી, કદરૂપી થાય ત્યારે પાછી વેચી દેવી; કન્યાના બાપને લાંચ આપી, ઘરમાં નોકરડી લઈ આવવી, કારણે–અકારણે તેને પાયા પાડવા, અને મરતાં 'અશનાચ્છાદન'—વર્ષે ચાળીસ રૂપિયા ને બે લૂગડાં—ની ધણી કરી જવી; છોકરા માટે નાનકડી છોકરી લઈ આવી તેનો ભવ બાળવો; અતૃપ્ત વાસનાની હોળીમાં હોમવાને રૂડું રૂપાળું નાળિયેર લાવવું; પિતાની આજ્ઞા પાળવા, સમાજમાં પ્રતિષ્ઠા વધારવા, એકલા રહેતાં બીડી પીવાની ટેવ પડી જાય તેમાંથી બચવા, પૈસા ઉડાવવાનું સાધન ઊભું કરવા, સાથે ટેનિસ રમવા કે નાચવા સ્ત્રી લાવવી, આ બધી વસ્તુઓ તેને વાસ્તવિક લાગે છે; અને એ બધાંને ઉદ્ધારવા આદર્શ પ્રણયની જરૂર છે એ તેને સમજાતું નથી.

અને સત્યયુગ ઝંખવાના ગાંડપણમાંથી પ્રથમશ્રી વિનિર્મુક્ત છે. તે કટાક્ષથી બોલનારો છતાં પૂર્વગ્રહ વિનાનો છે. એને મનુષ્યસ્વભાવની પ્રામાણિકતા કે ભાવનાશીલતામાં શ્રદ્ધા નથી. કોઈ યુગ 'સત્ય' હતો, હોઈ શકે, કે હોવો જોઈએ, કે એવો યુગ લાવવાની નિ:સ્વાર્થ મહેનતમાં સમાજની ઉન્નતિનું બીજ છે, એવું તે માનતો નથી. આત્મવત્ સર્વભૂતેષુ—એને નિ-સ્વાર્થતા ક્યાંય જણાતી નથી.

આર્યાવર્તમાં બ્રાહ્મણે જે પ્રસાર્યું તે સંસ્કાર છે એમ તે માની શકતો નથી. ઐતિહાસિક સાતત્યની તેને જરૂર નથી; પૂર્વજો તરફ એને પૂજ્યભાવ નથી. મહાભારત એણે વાંચ્યું નથી, વાંચવાનો એનો ઇરાદો નથી. ભૂત વીસરી વર્તમાનમાં તે મગ્ન છે. વાસુદેવના અપૂર્વ ચારિત્ર્યની ભવ્યતા જોવાને કે ભજવાને અશક્ત, યોગના પાઠ પઢવાથી કાયર આ 'પ્રથમશ્રી' અંધ છે: અંધાપાને ત્રિકાલદર્શન માની આર્યાવર્તનું સત્યાનાશ વાળે છે. એ ઘુવડને તેજ થયે અંધકાર પ્રસરે છે, અને

તે તેજોદ્વેષી બની ' મૂઆ મૂઆ 'ની કારમી ચીસોથી જગતમાં ઝેર પ્રસારે છે. એને ખબર નથી, કે જ્યારે દેશ એના જેવા-ઓથી તરવરશે ત્યારે ખરેખર અંધકાર થશે; ને જ્યારે એના જેવા નિર્મૂલ થશે ત્યારે સુવર્ણયુગની ઉષા ઊગશે.

૧૩

પણ પ્રથમશ્રીની માફક અનેક રૂપો દર્શાવ્યા વિના એના દૃષ્ટિબિંદુમાં રહેલા એક સત્યની નોંધ લેવી જોઈએ. જે બળોએ એક વાર સુવર્ણયુગ સરજાવ્યો તે, તે ને તે જ સ્વરૂપે, ફરી સરજાવી શકે નહિ. ઇતિહાસનાં ફેરવ્યાં પાનાં ફરી પાછાં ફેરવાય નહિ.

બ્રિટિશ સલ્તનત સામે આજે યુદ્ધ આદરી શકાય નહિ. માત્ર ધાર્મિક શ્રદ્ધાથી દાનને ધર્મનું મૂલ કરાય નહિ. સંસ્કારસ્વામીના પુત્રને સંસ્કારસ્વામી સ્થપાય નહિ. જન્મના અધિકારે વર્ણ પ્રાપ્ત થાય નહિ. સંસ્કૃતને રાષ્ટ્રભાષા કે શિષ્ટોના વ્યવહારનું વાહન બનાવી શકાય નહિ. એકશાસન બધાને હવે ભાગ્યે જ રુચે. નાની બાલિકાઓને પરહસ્તે કોઇક જ સોંપે. સાહિત્ય સરજાય, પણ કાલિદાસની પ્રણાલિકા પ્રમાણે નહિ; પ્રણયભાવના સેવાય, પણ એકતરફી આત્મસમર્પણની આશા પર જ નહિ; સત્યયુગ લોકો ઝંખે, પણ કાલિદાસે કલ્પ્યો એવો નહિ; સંસ્કાર પ્રસરે, પણ પુરાણીઓથી નહિ; ઐતિહાસિક સાતત્ય સધાય, પણ દંતકથાથી નહિ: ભારત વંચાય, પણ સંહિતારૂપે નહિ; કૃષ્ણ–વાસુદેવ પૂજાય, પણ પરબ્રહ્મરૂપે નહિ.

આમ બધાં બળો પોતાને અસલ સ્વરૂપે વ્યક્ત થવાને અશક્ત, નવાં સ્વરૂપો શોધી રહ્યાં છે. પણ તેમનું ધ્યેય રહ્યું છે તેનું તે જ—આર્યાવર્ત એક ને અભેદ.

—એ ધ્યેય સાચવવા આ બધાં બળો જેમ એક વખત ધર્મનાં અંગ બન્યાં હતાં, તેમ હવે એક નવા ધર્મનાં અંગો બનતાં જાય છે. એ નવો ધર્મ આર્યાવર્તના ભૌગોલિક, આર્થિક ને રાજકીય સ્વાસ્થ્યના પાયા પર, તેમાં વસતાં નરનારીઓની સાંસ્કારિક એકતાનતા ઊભી કરી, ભાવેભાવના ઘુમ્મટોને ભાવનાએ ભાવનાનાં શિખરોને એકલક્ષી બનાવી, આર્યત્વની સરસતા મૂર્તિમાન કરતો તાજમહેલ સમો અકલંક આર્ય રાષ્ટ્ર બાંધી રહ્યો છે. એ ધર્મ તે અર્વાચીનોનો વિમોચન-મંત્ર—રાષ્ટ્રધર્મ.

રાષ્ટ્રધર્મ એટલે એક અને અભેદ્ય આર્યાવર્તની ભક્તિ—તેને ધ્યેય ધારી કરેલી સવિકલ્પ સમાધિ. જેણે આ ધર્મ સેવ્યો તેને એક જ દેવ—આર્યાવર્ત; તેને એક જ દાનવ—તેનો વિભાજક.

—આર્યાવર્તનું સ્વાસ્થ્ય તોડનાર, તેના ભાગલા કરનાર, તેના પ્રાંતોને સંપૂર્ણ સ્વાધીનતા આપનાર, તેની પ્રજામાં જાતીય કે વર્ણાત્મક ભેદો અમર કરનાર, તેને બીજાની પ્રેરણાને આધીન બનાવનાર, રાષ્ટ્ર બનાવ્યા પહેલાં તેને આંતરરાષ્ટ્રીય જીવનવહેણમાં ઝંપલાવનાર તે એને મન રાષ્ટ્રધર્મદ્રોહી—કાફીર. એને મન આ ‘ કાફીર ’ સાથે સંબંધ તે પાપ, લેવડદેવડ તે કાયરતા.

—એનો એક જ મંત્ર: આર્યાવર્ત એક ને અભેદ્ય. એ મંત્રનાં ઉચ્ચાર ને સિદ્ધિમાં એનો વિજય, અને એ વિજયમાં જ એનો ઉલ્લાસ.

—એની એક જ નેમ: સશક્ત થવું, કે જેથી આર્યાવર્ત સશક્ત થાય; વિભાજક પ્રવૃત્તિઓ વિનાશવી, કે જેથી ઐક્ય વિસ્તરે.

—એનું વાત્સલ્ય એના બંધુઓ માટે–તેમને સામર્થ્ય શીખવવા, તેમને સમાન બનાવવા, તેમને દેવના ચરણસ્પર્શનો

અધિકાર આપવા.

—એ અર્ઘ્ય દેશે સ્વામીને, જે રાષ્ટ્રસંસ્કાર સરજાવશે. એ પરદેશ સેવશે, સંસ્કારને વિશુદ્ધ કરવા; એ સ્વસંસ્કાર સેવશે, તેનાં રહસ્યો શોધી સ્વધર્મને સમૃદ્ધ કરવા. આર્ય સંસ્કાર-નો આત્મા ઉદ્ધારે તે એનો ભૂદેવ, ઉચ્છેદે તે એનો બ્રહ્મરાક્ષસ.

—આર્યાવર્ત વડે આર્યાવર્ત ઉદ્ધારે તે એનો ગુરુ. એ રાષ્ટ્રદેવનું દિવ્ય વિરાટ કલેવર તે આ વિશાળ ભૂમિ. તેનો પ્રાણ તે સંસ્કારસ્વામીઓએ સેવેલી રાષ્ટ્રભાવના. તેનું વચનામૃત તે તેમણે પ્રગટાવેલું સાહિત્ય. એનું ધ્યેય રાષ્ટ્રભાષાનું સ્થાપન, વિસ્તાર, ને રાષ્ટ્રસાહિત્યનાં ઉદ્ધાર ને સર્જન. એની પ્રેરિકા ગીર્વાણગિરા. એની સેવ્યા રાષ્ટ્રભાષા, દેવભાષાની દુહિતા, પરભાષાથી સમૃદ્ધ ને પ્રાંતે પ્રાંતે સુલભ એ એના રાષ્ટ્રસંસ્કારની વાચા.

—આર્ય સ્ત્રીત્વનો એ ભક્ત, તેના વિમોચન માટે ઉત્સુક, તેની સરસતામાં રસઘેલો, તેનાં સંસ્કાર ને શુદ્ધિનો સંરક્ષણહાર. સબળ ને સ્વતંત્ર વ્યક્તિઓની એકતાનતા પર રચાયેલા રાષ્ટ્રનો એ ભક્ત, સંસ્કૃતિ સાચવવા પુરુષ એકલાને વિશુદ્ધ બનાવી સ્ત્રીને તેનું અંગ નહિ બનાવે, પણ સ્ત્રીમાત્રને અંગ, મન, ને ભાવનાનું બળ આપી સંસ્કારની સૈનિકાઓ બનાવવા તત્પર થશે.

—એ સેવાની ઇચ્છા કરશે કોઈ રાષ્ટ્રવીર વિક્રમાદિત્યની, પરદુ:ખભંજન પિતા સમા કોઈ આર્ય ગૌરવના સંસ્થાપકની. સ્વસ્થ, નિર્ભય, સુખી, ભાવનાશીલ, રાષ્ટ્રધર્મના વિજયોલ્લાસ-ભર્યો જે સમય તે એનો સત્યયુગ. એની દૃષ્ટિ નીરખશે એ યુગનાં જ રહસ્યો, ને એની રગો ઊછળશે એ રહસ્યો ઉકેલવાને.

—એની સર્જકતાનું ધ્યેય રાષ્ટ્રસંસ્કારમાં રહેલી ભાવનાનું દર્શન ને કથન, રાષ્ટ્રવીરનું આલેખન ને કીર્તન, રાષ્ટ્રના

મહાપ્રસંગોનું વર્ણન કે સર્જન. રાષ્ટ્રસાહિત્ય સમૃદ્ધ કરવા એકે પ્રયત્ન એને અસ્વીકાર્ય નહિ, એકે પ્રવૃત્તિ અનાદરણીય નહિ; એના વિકાસ ને વિસ્તારમાં એનો વિજય, એની સર્વોપરિતામાં એનો સંતોષ. સાહિત્યદ્વારા સંસ્કારો પ્રસારવા, ભાવનાઓ પ્રેરવી, આર્યાવર્ત ફરી એક સંસ્કૃતિથી ઓતપ્રોત થાય એ જ એની વ્યાવહારિકતાનું ધ્યેય, અને તે દ્વારા કોઈ અનુપમ, વિરલ પ્રેરણાનારાયણ સરજાય અને તેની ભક્તિ સર્વવ્યાપી બને, એ જ એની મહત્ત્વાકાંક્ષા.

—કોઈ હસશે, કોઈ તિરસ્કારશે, કોઈક એને પાછો ખેંચશે, કોઈ એને ગૂંગળાવશે. ઔર્વની ઉગ્રતા એ અનુભવશે, ભગીરથનાં તપ એ તપશે, આર્કની જોનની આત્મશ્રદ્ધા રાખશે, ચૈતન્યનું આત્મસમર્પણ કેળવશે. એની અચલ નિષ્ઠા એના આર્યાવર્તમાં અને એના અંતરમાં વસતા આર્યત્વમાં. એના રાષ્ટ્રભગવાન પર દૃષ્ટિ કરી, તેનાં નામસ્મરણે એ રોમાંચિત થશે. એ તેનો સાક્ષાત્કાર કરવા જગતને ડારશે ને જરૂર પડ્યે જીવને જતો કરશે. અને પ્રહ્‌લાદની માફક એનાં શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય ને આત્મનિવેદનઃ એવી નવધા ભક્તિથી જીવન્મુક્ત થશે.

—એને કાયરો માટે કૃપા નહિ હોય, દ્રોહી માટે સહિષ્ણુતા નહિ હોય. રાષ્ટ્ર સંસ્થાપવા, દુષ્કૃતો વિનાશવા તત્પર, સજીવન થયેલા સમુદ્રગુપ્ત સમો એ અશ્રદ્ધાળુને શ્રદ્ધા આપશે;

—મરતાં એની ભસ્મ સુવર્ણરજ સરખી સુવર્ણયુગનાં સર્જન આરંભશે;

—અને એની વાણીથી ગૂંજતી દશે દિશાઓ જનનીશ્રેષ્ઠ વિદુલાનાં વાક્યોથી કાપુરુષોને સંબોધશે :

ઊઠ બાયલા, માનહીણા ! વેરીને આનંદી, બંધુઓને શોક દઈ, હાર ખાઈ સૂઈ શું રહે છે ?

ખાબોચિયું જરાક પાણીથી ભરાય. ઉંદરડાની અંજલિ સહેજે ભરાય. કાયરો જરાકથી સંતોષાય છે. કૂતરાની પેઠે ફર્યા કરે છે તેના કરતાં સર્પની દાઢ ઉખેડતાં મરી જા. જીવ છોડ પણ પરાક્રમ કર.

વજ્રે માર્યો હોય તેમ મુડદા જેવો શાનો પડયો છે? કાયર! શત્રુ અણજિતાયેલો પડ્યો છે ત્યાં સૂઈ શાનો રહે છે? ઊઠ, કાપુરુષ!

કૃપણ! અંધકારમાં અસ્ત થા મા, તારાં કર્તવ્યોથી બધું ગજાવ. નીચે નહિ, વચ્ચે નહિ, પણ ગર્વથી ઊંચે ઊભો રહે.

તિંદુકના લાકડાની પેઠે ક્ષણભર પણ જાજ્વલ્યમાન બન. જીવવાની લાલસાએ જ્વાલાવિહોણો તુષાગ્નિની માફક ધુમાયા ન કર.

પળ વાર ભભૂકવું સારું, લાંબો કાળ ધુમાવું ખોટું. જેનું અદ્ભુત ચરિત્ર માનવોના મુખમાં નથી, તે તો માત્ર ઉકરડો વધારે છે; તે નથી સ્ત્રી ને નથી પુરુષ.+

---

+ उत्तिष्ठ हे कापुरुष मा शेष्वैवं पराजितः ।
अमित्रान्नन्दयन्सर्वान्निर्मानो बन्धुशोकदः ॥
सुपूरा वै कुनदिका सुपूरो मुषिकाञ्जलिः ।
सुसंतोषः कापुरुषः स्वल्पकेनैव तुष्यति ॥
अप्यहेरारुजन्दंष्ट्रां मा श्वेव निधनं व्रज ।
अपि वा संशयं प्राप्य जीवितेऽपि पराक्रमेः ॥

* * *

त्वमेवं प्रेतवच्छेषे कस्माद्वज्रहतो यथा ।
उत्तिष्ठ हे कापुरुष मा स्वाप्सीः शत्रुनिर्जितः ॥
मास्तं गमस्त्वं कृपणो विश्रूयस्व स्वकर्मणा ।
मा मध्ये मा जघन्ये त्वं माधो भूस्तिष्ठ गर्जितः ॥ (ચાલુ)

# ૨ : વ્યાસનું દર્શન

'અહિંયાં ભગવાન વેદવ્યાસે વર્ષોની તપશ્ચર્યા કરી ત્રણે વેદ અને ઇતિહાસનો ઉદ્ધાર કર્યો' કુલપતિ કહેતા હતા. સેનાજિત હસ્યો. આ હજુ જૂની કથા પાછળ જીવન ખગાડતા હતા. એ મૂર્ખાઓને ભાન નહોતું, કે મગધને સિંહાસને વેદોનો વિનાશક મહાપદ્મ નંદનો પુત્ર રાજ્ય કરતો હતો, અને પોતે, તેનો અધ્યક્ષ, ધારે તો આખા અરણ્યને સળગાવી દે એમ હતો!

'અહીં તો કેટકેટલા મહાત્માઓ તરી ગયા!' શેષે પૂજ્યભાવથી કહ્યું.

'આ પુણ્યોદકે કોને નથી તાર્યા? ... કહેવાય છે, કે પૂર્વે ચક્રવર્તી માંધાતા અને બ્રહ્મર્ષિ વસિષ્ઠ, રાજા સગર અને મહર્ષિ ઔર્વ, પૃથ્વીપતિ પ્રતીપ અને પુરોહિત સોમદેવ અહિંયાં સ્નાન કરી સદ્‌ગતિ પામ્યા હતા. જ્યારે ભગવાન વેદવ્યાસ આ અરણ્યમાં તપશ્ચર્યા કરતા હતા ત્યારે, હે વત્સ! તે અહિંયાં સ્નાન કરી પાવન થયા હતા. અને તપસ્વીમાં શ્રેષ્ઠ, શાંતનુના પુત્ર દેવવ્રત ભીષ્મ, દાન ને વીરતામાં અદ્વિતીય એવા કુન્તીપુત્ર કર્ણ, અને ભગવાન પારાશરે જેને સ્વહસ્તે અર્ધ્ય આપ્યો હતો એવા નરોમાં ઉત્તમ કૃષ્ણ વાસુદેવ—'

---

अलाततिन्दुकस्येव मुहूर्तमपि हि ज्वल।
मा तुषाग्निरिवानर्चिर्धूमायस्व जिजीविषुः॥
मुहूर्तं ज्वलितं श्रेयो न च धूमायितं चिरम्।

*   *   *

यस्य वृत्तं न जल्पन्ति मानवा महदद्भुतम्।
राशिवर्धनमात्रं स नैव स्त्री न पुनः पुमान्॥

—ભારત : ઉદ્યોગપર્વ

'ખોટાં–નકામાં નામો' સેનાજિત બબડ્યો.

'હું ભગવાન વ્યાસ કેવા હતા તેની કલ્પના કરું છું, ત્યારે મને તો તમે યાદ આવો છો' શેષે કહ્યું.

'વત્સ! આજકાલના ઘણા એમ કહે છે; પણ ક્યાં સ્વયંભૂ સૂર્ય અને ક્યાં તેના તેજથી ચમકતો સ્ફટિક? જેવા હું એમને કલ્પું છું, એવા તમે કલ્પી શકો એમ નથી.'

'એવા તે ભગવાન કેવા હશે?' મહાદેવીએ પૂછ્યું. પાટલિપુત્રના અંતઃપુરમાં ભ્રષ્ટ થયેલો પૂજ્યભાવ તે વિશુદ્ધ કરવા પ્રયત્ન કરતી હતી. સેનાજિતને મનમાં હસવું આવ્યું. નરેંદ્રદેવની આ મહાદેવી આવા નિર્માલ્ય સવાલો પૂછતી હતી! અને પોતે, જેના શબ્દોથી મહાદેવી કાંપતી, તે આમ બાપડો બિચારો થઈ ઊભો રહ્યો હતો!

'વત્સે! મારી કલ્પના મારા પિતામહની વાતો પર રચાઈ છે' સુંદર વાર્ધક્યમાં મોહક લાગતા કુલપતિએ કહ્યું; 'આ યુગના નાના જીવોને–આપણને ભગવાનનો શો ખ્યાલ આવે? ઇતિહાસ ભ્રષ્ટ થયો હતો, વેદ વિસરાઈ ગયા હતા, વિદ્યાઓ અધમને હાથે ચડી હતી ત્યારે સત્યવતીના એ સર્વદર્શી પુત્રે ભરજુવાનીમાં અહિંયાં–આ વરુણદેવનું મંદિર છે ત્યાં–તપશ્ચર્યા આદરી. ઘણી વખત જયારે હું અહિંયાં એકલો બેસું છું, ત્યારે તે હતા એવા મને દેખાય છે. ફળફૂલ પર રહેતા, ભૂમિ પર સૂતા, વર્ષોના વર્ષો સુધી એકાગ્ર ચિત્તે સર્વ વિદ્યાઓનું ધ્યાન કરતાં એ કૃષ્ણ દ્વૈપાયનને અહિંયાં વિદ્યા ને વાચાનું ઐશ્વર્ય હાથ લાગ્યું. તેના ફુલ્લારવિંદ જેવા નેત્ર આગળ સકળ દૃષ્ટિ શબ્દરૂપે ને શબ્દસામર્થ્ય પ્રણવરૂપે પ્રગટ્યાં. અનેક વર્ષ તપશ્ચર્યા આદરતાં એને શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર થયો. ભગવાન પોતે પાર્થિવતા ત્યાગી શબ્દની મૂર્તિ થયા. સર્વવ્યાપી, સર્વશક્તિમાન, સનાતન શબ્દના

અવતારરૂપે એ મહાત્મા સંચરવા લાગ્યા, ત્યારથી આ નૈમિષારણ્ય શબ્દનું વિશુદ્ધ સામર્થ્ય સાચવવાનો કોશાગાર બન્યું.' વૃદ્ધ કુલપતિનો મીઠો ને શાંત અવાજ બધાનાં હૃદયમાં પૂજ્ય ભાવ પ્રેરી રહ્યો. પોતાની પ્રિય કલ્પના વિષે બોલતાં કુલપતિ સંયમ રાખી શકયા નહિ.

'વત્સો,' તેમણે આગળ ચલાવ્યું; 'મત્સ્યગંધાના પુત્ર દ્વૈપાયનને મુનિ પરાશર અહિંયાં લઈ આવ્યા, અને તેણે તપશ્ચર્યાનો પ્રારંભ કર્યો; ત્યાર પછી ધરા કેટલીયે વાર ડોલી. યાદવો નાઠા, જરાસંધ પડયો, કુરુક્ષેત્રે ભારત સમાપ્ત થયું. યાદવાસ્થલીમાં વાસુદેવે વૈકુંઠગમન કર્યું. પછી પરીક્ષિતે સાર્વભૌમ થઈ અહિંયાં યજ્ઞ કર્યો ત્યાં સુધી એ મહાવરાહે જ્ઞાનસૃષ્ટિને ઉદ્ધારી. અને ત્યારે વિદ્યાઓ અધિકારીઓને વરી, ઇતિહાસ પૂર્વજોનાં સ્મરણો હતો તે અનુજોની સમૃદ્ધિ થયો, અને વેદો–દ્રષ્ટાઓએ પ્રથમ જોયા હતા તેવા–દૈવી અપૂર્વતામાં સનાતનતા પામી દ્વિજત્વ પામ્યા.' કુલપતિએ હસીને નિસાસો મૂકયો. 'કલિયુગ બેઠો ત્યારે પૂર્વયુગોના સત્ત્વ સરખા વ્યાસ ભગવાન અહિંયાં દશ સહસ્ર શિષ્યો સમેત તપશ્ચર્યા આદરતા હતા.'

'બહુ વર્ષ જીવ્યા !' મહાદેવીએ કહ્યું.

'કાલ પોતે એમનું પૂજન કરવા થંભી ગયો હતો' કુલપતિએ કહ્યું.

'ત્યારે આ અરણ્યની શી ખૂબી હશે !' શેષે કહ્યું.

'વત્સ !' એમના છત્ર નીચે તપશ્ચર્યા આદરતા હતા વિશ્વમનસના શિષ્ય કુલપતિ ઉદ્દાલક, પથિનના શિષ્ય કુલપતિ વિદર્ભી કૌણ્ડિન્ય, કુલપતિ દેવપ શૌનક ને કુલપતિ કવશના પુત્ર મહર્ષિ તુરકાવશેય: એવા મહર્ષિઓ કે જેના શબ્દો સંજીવની સમા હતા, જેની દૃષ્ટિ ત્રિકાળને પેખતી, જેની તપ-

શ્ચર્યા ધરાને ધારતી, જેના સંસ્કારે નૈમિષારણ્ય બ્રહ્માંડનું કેન્દ્ર બન્યું હતું. અહિંયાંથી, વત્સો ! ધર્મનો સ્રોત પ્રગટતો ને નીચે વહેતો વહેતો, રાજત્વને નિર્મલ કરતો, લોકસંગ્રહ-ને મોક્ષમાર્ગ બતાવતો, બધાને ઇંદ્રિયજય સરળ કરી આપતો, આર્યાવર્તને દેવભૂમિથી ઉજ્જ્વલ ને પિતૃલોકથી નિર્મલ બનાવતો.'

અને કુલપતિ પાછા હસ્યા. બધાએ ઊંડો શ્વાસ લીધો. આ વૃદ્ધ ઋષિના શબ્દવિમાને બેસી બધાના આત્મા ભૂત-કાળમાં વિહરતા હતા, અને અણુકલ્પેલી સૃષ્ટિની સમૃદ્ધિ જોઈ બધાનાં હૈયાં વિશુદ્ધ અને પૂજ્યભાવભીનાં થતાં હતાં.

સેનાજિતના હૃદયમાં કૈં ફેરફાર થયો. આ વૃદ્ધ પુરુષ-માં, આ વ્યાસતીર્થમાં, આ નૈમિષારણ્યમાં રહસ્યો હતાં તે તેને પહેલી વાર દેખાયાં. તેનાં રોમ ઊભાં થયાં. પણ પાછું તેને હસવું આવ્યું. નૈમિષારણ્ય પહેલાં ગમે તે હોય; અત્યારે નરેંદ્રના પ્રતાપથી છૂટેલાઓનો વાસ હતો ! ને આ બધાએ શું કર્યું ? મહાપદ્મે એક રાજ્યકાલમાં બધું ઉખેડી નાખ્યું, પણ મહાદેવીના પ્રશ્ને તેની વિચારમાલા તોડી–તે તેના જ હૃદયના ભાવો દર્શાવતી હતી.

'પણ ભગવન્!' સુમોહાએ કટાક્ષથી કહ્યું: 'ત્યારે નરેંદ્ર મહાપદ્મ નંદનો જન્મ નહોતો થયો, તે કલિનો સંચાર નહોતો થયો. આજે તો આ અમારા એક અધ્યક્ષની સ્વેચ્છા આગળ આ આખા અરણ્યનો હિસાબ નથી.' કુલપતિ હસ્યા– જેમ સેનાજિત તરફ પહેલાં હસ્યા હતા તેમ–મમતાથી. 'વત્સે ! મહર્ષિઓ અહિંયાં વ્યર્થ જીવ્યા નથી. તેમની ભસ્મ હજી આ ભૂમિમાં પડી છે. તેમના શબ્દો આ વૃક્ષોએ સાચવી રાખ્યા છે. તેમની તપશ્ચર્યાની પ્રેરણા અમારાં જીવન ઘડે છે. મહાપદ્મો નૈમિષારણ્ય નહિ વિસરાવી શકે. નૈમિષારણ્ય મહા-

પદ્મોને વિસરાવશે. 'સર્વભૂમિ' થવા ઇચ્છતા જનમેજય–પારીક્ષિતનું દૃષ્ટાંત ક્યાં નથી ?'

'એ શું છે ?' આંભિએ પૂછ્યું.

'આ પેલો વિભૂતિનો ડુંગર જોયો ?' કુલપતિએ સામે તીરે આવેલો ડુંગર બતાવ્યો. 'એનું નામ સત્રશૃંગ. એની યે કથા છે.'

'શી ?' મહાદેવીએ પૂછ્યું.

'પાર્થના પૌત્ર પરીક્ષિતની કથા તો જાણો છો ને? પેલે તીરે આ શૃંગ છે ત્યાં પારાશરની કૃપાના આકાંક્ષી એ કૌરવ્યે પહેલો સત્ર કર્યો. અથર્વણો તેને મર્ત્યોથી પર એવો દેવ લેખે છે. પછી તેના પુત્ર જનમેજયે સમસ્ત પૃથ્વીને જીતી અહિંયાં અશ્વમેધ કર્યો. કુલપતિ ઇંદ્રોત દૈવાપ શૌનક જેવા મહર્ષિએ ઐંદ્રમહાભિષેકે તેને દુર્જય કર્યો, ત્યારે તે બોલ્યો : મને દિવ્ય કે માનુષ બાણો પહોંચતાં નથી. હું સર્વ આયુ જીવીશ. હું સર્વ ભૂમિનો ઈશ થઈશ.'

'પછી ?'

'હે વત્સો ! મહર્ષિઓના તપના પ્રભાવથી રક્ષિત પરીક્ષિતે પૃથ્વી જીતી અને પાછો અહિંયાં જ બીજો અશ્વમેધ કર્યો. ત્યારે વિજયમદમાં મસ્ત જનમેજયના ગર્વની સીમા રહી નહિ. એને લાગ્યું, કે એની કૃપા પર નૈમિષારણ્યનો પ્રભાવ અવલંબે છે. એણે તપસ્વીઓને તિરસ્કાર્યા, વિદ્યાની વિડંબના કરી, ધર્મને પગની ધૂળ ગણી. આંભિકુમાર ! સામાન્યોને સંયમની જરૂર છે તેથી વધારે જરૂર રાજાઓને છે. આખરે પોતાના ગર્વના ભારથી તે મૂઓ; અને અહિંયાં આ સત્રશૃંગે અશ્વમેધની પવિત્ર ભૂમિ પર કુલપતિ દ્રુતિ ઐંદ્રોતે તેના પુત્ર શતાનિકને પૃથ્વીનો પતિ કર્યો. વત્સે ! નંદોનું તપ તપે ત્યાં સુધી ઠીક છે; પણ વિદ્યાવિહોણું રાજત્વ સદા યે ચંચળ છે.'

# ૩ : જ્યારે અસ્પૃશ્યતા નહોતી ત્યારે×

## ૧

સમસ્ત જગત અત્યારે અસ્વસ્થ છે. આર્થિક વિટંબણાઓ એનો પ્રાણ ગુંગળાવી રહી છે. રાજકીય જુલ્મ ચારે તરફ માનવની સ્વતંત્રતા ખૂંચવી રહ્યો છે. 'સામ્યવાદ', 'ફેસિઝમ', 'રાષ્ટ્રીયતા'–એવે એવે અનેક નામે માનવજાતિના સ્વાતંત્ર્ય પર કબરો ચણાતી જાય છે. માનવ એ જીવનપ્રવૃત્તિનું ધ્યેય નથી રહ્યો, માત્ર સાધન બનતો જાય છે –જાણે મહાન જગતયંત્રનું એક નાનું ચક્ર. મહાયુદ્ધમાં મનુષ્યને તોપોનું ભક્ષ્ય ગણવામાં આવતો હતો. આજે થોડાકોની મહત્ત્વાકાંક્ષાનું ભક્ષ્ય બની રહ્યો છે. માનવ વ્યક્તિત્વનું ગૌરવ વિસરાતું જાય છે, અને સ્વાતંત્ર્ય અને સરસતા બન્ને ચાલી જતાં જણાય છે. યંત્રપૂજાની ઘેલછામાં માનવ ગૌરવનું સૌંદર્ય આપણે અવગણતાં શીખ્યા છીએ.

આવા જુલ્મથી દલિત જગતને આર્ય આદર્શ વિના બીજું આશ્વાસન નથી. પશ્ચિમના જડવાદથી ગ્રસ્ત માનવજાતિને આપણા આદર્શવાદ વિના બીજો ઉદ્ધાર નથી. માર્ક્સને સૃષ્ટિક્રમમાં અર્થવાદ વિના બીજું કાંઈ જણાયું નહિ; ગાંધીજીને સ્થૂલ જીવન પર વિજય મેળવ્યા વિના સર્જનની સફલતા જણાતી નથી. જ્યારે પાશ્ચાત્ય જડવાદ સ્ટેલિન, મુસોલિની અને હિટલર દ્વારા માનવ વ્યક્તિત્વનું ગૌરવ કચરી રહ્યો છે, ત્યારે આર્યોના આદર્શો ગાંધીજી દ્વારા દલિતોને માનવની પ્રતિષ્ઠા અપાવી રહ્યા છે.

આર્યત્વ જગતને ઉદ્ધારી શકશે? જો એના વડે મનુજો

---

× એપ્રિલ ૧૯૩૪માં સાહિત્ય સંસદ સમક્ષ આપેલું વ્યાખ્યાન

સદેહે દેવત્વ પામી શકે, તો એ જગતને તારે. જો એ જગતને આશ્વાસન ન આપી શકે, તો જડવાદ એને પણ નિર્મૂલ કરી દે.

જો આર્યત્વનો પાયો યમ અને નિયમ પર રચાયો હોય, જો યોગની શાંતિ અને સ્વાતંત્ર્યમાં એનું સાફલ્ય સમાયું હોય, તો માનવ–માનવના ભેદ, વર્ણભેદ, અસ્પૃશ્યતા—એ બધાં એના પર ચડેલા કચરાનાં પડ છે. જો વર્ણભેદ અને સ્પૃશ્યાસ્પૃશ્યમાં જ એનો આત્મા રહ્યો હોય, તો 'યોગસૂત્ર' અને 'ગીતા' બન્નેમાં રહેલા સિદ્ધાંતો એ ભયંકરમાં ભયંકર જૂઠાણાં છે.

આ બે વચ્ચે વચલો રસ્તો મને દેખાતો નથી. આર્યત્વનું મૂલ કાં તો યોગમાં છે, કાં તો સ્પૃશ્યાસ્પૃશ્યમાં.

હું શાસ્ત્રી નથી, હું વેદ કે યોગનો અભ્યાસી નથી; અને છતાં માનું છું, કે આર્યસંસ્કૃતિનો મૌલિક આદર્શ સદેહે અપૂર્વતા પ્રાપ્ત કરવાનો છે. અને જે માને છે કે કહે છે કે સામાજિક ભેદાભેદ કાયમ કરવાથી આર્યત્વ સચવાય છે, એ ખરેખર આર્યત્વનો, આર્યસંસ્કૃતિનો અને આર્યાવર્તના ભવિષ્યનો મોટામાં મોટો દુશ્મન છે.

## ૨

આ પ્રશ્નનો નિર્ણય, જે આર્ય પ્રજાએ આર્યત્વનો પાયો નાખ્યો તેના આચારવિચાર જોયા વિના અશક્ય છે. વૈદિક સાહિત્યની મદદથી હું બે પ્રશ્નો વિચારવા માગું છું :

(૧) વૈદિક સાહિત્યમાં પેઢીધર ઊતરતી સામાજિક અસમાનતા દેખાય છે ?

(૨) વૈદિક આર્યોમાં એવી કોઈ જાતિ હતી, જે હમેશને માટે અધમ અને અસ્પૃશ્ય લેખાતી ?

ઋગ્વેદના સાહિત્યમાં બે વર્ણનું, બે રંગની પ્રજાઓનું

દર્શન થાય છે. એક આર્યવર્ણ અને બીજો દાસવર્ણ. એ બે વર્ણ વચ્ચે વિગ્રહો સતત ચાલ્યા કરતા, અને આર્ય ઋષિઓ વિરોધી પ્રજાનું વર્ણન કર્યા જતા—જેમ અંગ્રેજી છાપાંઓ મહાયુદ્ધમાં જર્મનો વિશે કહેતાં હતાં તેમ–વેરભાવે:

દસ્યુઓ અવિશ્વસનીય, મૂર્ખ, લોભી, અશુદ્ધ ભાષાવાળા, શ્રદ્ધા વિનાના, યજ્ઞ વિનાના, પૂજા વિનાના છે. અગ્નિ એમને દૂર ને દૂર નસાડી મૂકે છે. પોતે પૂર્વમાં છે અને એ દેવવિહોણાઓને પશ્ચિમમાં હાંકી કાઢે છે. (૧)

આ દસ્યુઓનો રંગ કાળો હતો; કારણ કે એક મંત્રદ્રષ્ટા કહે છે:

દેવે ઋજિશ્વનની સાથે રહી એ કૃષ્ણગર્ભોને હાંકી કાઢયા. (૨)

આર્યોના દેવે 'દસ્યુઓને મારી આર્ય વર્ણનું રક્ષણ કર્યું.' (૩)

આર્યો તો પોતે ગોરા હતા. 'એ શ્વેતદેહી મિત્રોની મદદથી જીત મળતી.' (૪)

આર્ય ઋષિઓ આ દસ્યુઓથી ત્રાસતા:

અમારી આસપાસ દસ્યુ છે, જે કર્મકાંડવિહીન, અક્કલ વગરના, અમાનુષી, પરવ્રતોના પાળનારા છે. ઓ અમિત્રોના હંતા! આ દાસો જે શસ્ત્રો વાપરે છે તેને નિષ્ફળ કર. (૫)

---

(१) न्यक्रतून् ग्रथिनो मृध्रवाचः पणीँरश्रद्धाँ अवृधाँ अयज्ञान्।
प्रप्रतान् दस्यूँरग्निर्विवाय पूर्वश्चकारापराँ अयज्यून्॥ ऋग्वेद, ७–६–३

(२) यः कृष्णगर्भा निरहन् ऋजिश्वना। ऋग्वेद, १–१०१–१

(३) हत्वा दस्यून् प्रार्यं वर्णमावत्। ,, ३–३४–९

(४) सनत् क्षेत्रं सखिभिः श्वित्न्येभिः। ,, १–१०१–१

(५) अकर्मा दस्युरभि नो अमन्तुरन्यव्रत्तो अमानुषः।
त्वं तस्यामित्रहन् वधर्दासस्य दंभय॥ ऋग्वेद, १०–२२–८

એ જાતિ વચ્ચે મુખ્ય વિરોધ એ હતો, કે દાસો આર્યોના દેવોમાં માનતા નહિ.

**હે ઇંદ્ર! અમને કે ભૂતપ્રેતોએ એમની યુક્તિથી નસાડ્યા નથી. હે મહાન દેવ! અમારા ખરા દેવ! તું આ વેપારીઓના સમૂહને વશ કર. આ લિંગપૂજકોને અમારાં પવિત્ર સ્થાનોની પાસે આવવા ન દે. (૬)**

આ દસ્યુઓ અધમ નહોતા, અસ્પૃશ્ય નહોતા અને નિર્બળ નહોતા.

ઇંદ્ર પૂજ્યપંથે સમરમાં જાય છે. પ્રાપ્ત કરવાની સંપૂર્ણ શ્રદ્ધાથી, સ્વર્ગનો પ્રકાશ મેળવવા એ મથે છે, અને લુચ્ચાઈથી સો દરવાજાવાળા ગઢોની સમૃદ્ધિ લૂંટે છે. અણરોધાયલો તે લિંગપૂજકોને સંહારે છે. (૭)

આજે મોહેન્જોદારોનાં ખંડિયેરો સાખ પૂરે છે, કે આ લિંગપૂજકો સુંદર શહેરોમાં સંસ્કૃત જીવન ગાળતા હતા.

શંબર એમનો મહાન રાજા હતો. એને પર્વતમાંથી ખેંચી કાઢી, ઇંદ્રે એનો સંહાર કર્યો અને દિવોદાસને મદદ કરી. (૮) શંબર પાસે મોટું સૈન્ય હતું અને નવાણું ગઢો હતા. વર્ચિન્ પણ એવો મોટો દસ્યુ રાજા હતો. ઇંદ્રે એના લાખ સૈનિકોનો વિનાશ કર્યો. (૯) શુષ્ણ પણ એવો જ

(૬) न यातव इन्द्र जूजुवुर्नो न वंदना शविष्ठ वेद्याभिः ।
स शर्धदर्यो विषुणस्य जन्तोर्मा शिश्नदेवा अपि गु ऋतं नः ॥
ऋग्वेद, ७-२१-५

(७) स वाजं यातापदुष्पदा यन्त्स्वर्षाता परिषदत् सनिष्यत् ।
अनर्वा यच्छतदुरस्य वेदो घ्नञ्छिश्नदेवा अभिवर्पसा भूत् ॥
ऋग्वेद, १०-९९-३

(८) अवगिरेर्दासं शंबरं हन् प्रावो दिवोदासं चित्राभिरूती ।
ऋग्वेद, ६-२६-५

(९) उत दासस्य वर्चिनः सहस्राणि शतावधीः । ,, ४-३०-१५

દસ્યુરાજ હતો.

હે દેવ! તેં એને શૌર્યથી પકડ્યો અને જ્યારે એના ગઢો તેં ભાંગી નાખ્યા ત્યારે એણે એકઠી કરેલી સમૃદ્ધિ તેં લઈ લીધી. (૧૦)

કેટલાક પાસે ઘણો પૈસો હતો. 'હે ઇંદ્ર!'–એક ઋષિ ગાય છે–'તેં એ ધનવાન દસ્યુને મારી નાખ્યો.'(૧૧) વેતસુ, તુગ્ર, ચમરી, વરશિખ, સહવસુ, અર્બુદ, નવવસ્ત અને બૃહદ્રથ એવા બીજા દસ્યુ રાજાનો પણ ઉલ્લેખ છે. આર્ય અને દસ્યુ સમાન યોદ્ધાઓ હતા. 'ઇંદ્રે એમને આર્ય નામ આપ્યું નહિ.' (૧૨) આર્ય અને દસ્યુ કોઈ વાર એવા સરખા હતા, કે ઇંદ્રને પ્રાર્થવો પડતો: '[જ્યારે વિનાશ આરંભે ત્યારે, હે દેવ] આર્ય અને દસ્યુને ધ્યાનથી જુદા પાડજે.'(૧૩)

આ બે પ્રજા વચ્ચે મુખ્ય ભેદ ધર્મક્રિયાનો હતો. દસ્યુઓ કાફર હતા એટલું જ. ખરા ધર્મચુસ્તો આ ધર્મ વિનાના જોડે લડતા હતા. (૧૪)

આ વિગ્રહ બહુ લાંબા કાળ સુધી ચાલ્યો. ઋષિ ગાય છે:

હે દેવ! આ બધાથી (મંત્રોથી) જે દુશ્મનોનો સમૂહ અમારી સાથે લડે છે, તેને હરાવ. અક્ષત રહીને, વેરીઓના ક્રોધને રોધ. અમારી પ્રાર્થના વડે, અમારા દુશ્મનોને દરેક દિશામાં નસાડી મૂક.

---

(१०) उत शुष्णस्य धृष्णुया प्रमृक्षो अभिवेदनं ।
पुरो यदस्य संपिणक् ॥ ऋग्वेद, ४–३०–१३

(११) वधीर्हि दस्युं धनिनं धनेन । ,, १–३३–४

(१२) न यो रर आर्यं नाम दस्यवे । ,, १०–४९–३

(१३) विजानीह्यार्यान्ये च दस्यवो बर्हिष्मते रंधया शासदव्रतान् ।
ऋग्वेद, १–५१–८

(१४) अयज्वानो यज्वभिः स्पर्धमानाः । ,, १–३३–५

દાસોની જાતિઓને આર્યોને તાબે આણુ. (૧૫)

બીજા એક ઋષિ કહે છે :

વજ્રથી સજ્જ થઈ પોતાની શક્તિમાં શ્રદ્ધા રાખતો તે ઘૂમ્યો, દાસોના ગઢો તોડી નાખવા. હે વજ્રિન ! બરાબર જોઈને તારું શસ્ત્ર દસ્યુ તરફ નાખ. હે ઇંદ્ર ! આર્યોની શક્તિ અને કીર્તિમાં વૃદ્ધિ કર. (૧૬)

વળી એક ઋષિ કહે છે :

ઇંદ્ર અવ્રતીઓને વ્રત આચરનારાઓને સોંપી દે છે અને સશક્ત દ્વારા અશક્તોનો વિનાશ કરે છે. (૧૭)

આખરે આર્યો ફાવે છે.

દેવ દાસવર્ણને નીચે નમાવે છે અને ગુફાઓમાં હાંકી મૂકે છે.(૧૮)

ઋષિ ગાય છે :

હે અશ્વિનો ! તમારા ભેરીનાદથી તમે દસ્યુઓનો વિનાશ કર્યો છે અને દૂર વિસ્તરતી જ્યોતિ આર્યોને આપી દીધી છે. (૧૯)

આમ દાસો હાર્યા, એ જાતિના હજારો પુરુષો કપાઈ

---

(१५) आभिः स्पृधो मिथतीररिष्यन् अमित्रस्य व्यथया मन्युमिन्द्र ।
आभिर्विश्वा विश्वयुजो विषूचीः आर्याय विशोऽवतारीर्दासीः ॥
ऋग्वेद, ६–२५–२

(१६) स जातूभर्मा श्रद्दधान ओजः पुरो विभिंदन्नचरद्विदासीः ।
विद्वान् वज्रिन् दस्यवे हेतिमस्यार्यं सहो वर्धया द्युम्नमिन्द्र ॥
ऋग्वेद, १–१०३–३

(१७) अनुव्रताय रन्धयन्नपव्रतान् आभूभिरिन्द्रः श्नथयन्ननाभुवः ॥
ऋग्वेद, १–५१–९

(१८) यो दासं वर्णमधरं गुहाकः । ,, २–१२–४

(१९) अभि दस्युं बकुरेणाधमंतोरुज्योतिश्चक्रथुरार्याय । ,, १–११७–२१

મૂઆ, હજારો દાસ સ્ત્રીઓને રાજાઓએ, ઋષિઓએ અને મઘવનોએ ગુલામ તરીકે રાખી. કેટલા ય ઋષિઓ દાસોના દાનની આશા રાખી દેવોની પ્રાર્થના કર્યા જતા.

૩

રંગ, ધર્મ ને સંસ્કારથી ભિન્ન એવી બે જાતિઓ વચ્ચે જીવલેણ વિગ્રહો ઇતિહાસને પાને પાને જડે છે; પણ આવા વિગ્રહોને પરિણામે જે જાતિ જીતે તેને મુશ્કેલીભર્યો પ્રશ્ન એ ઊભો થાય છે, કે હારનાર જાતિનું શું કરવું? એ પ્રશ્નનું નિરાકરણ જીતનારી જાતિ પોતાના સંસ્કાર પ્રમાણે કરે છે. રોમનોએ જ્યારે કાર્થેજના લોકો પર વિજય મેળવ્યો, ત્યારે હારેલી જાતિની કતલ કરી નાખી. એથન્સના ગ્રીકો જ્યારે વિજય મેળવતા, ત્યારે હારેલાને પોતાના ગુલામો બનાવતા. આ વ્યવસ્થા એથન્સમાં એટલે સુધી પહોંચી, કે શહેરનું કામ ગુલામો કરતા અને ગ્રીક શહેરીઓ માત્ર શેઠાઈ કરતા. ત્રીજો પ્રયોગ એવો પણ જોવામાં આવે છે, કે જીતનાર જાતિ આસ્તે આસ્તે પોતાનું વ્યક્તિત્વ ખોઈ હારનાર જાતિમાં ભળી જાય છે.

વૈદિક આર્યોએ આ વિષયમાં નવો અને લાક્ષણિક રસ્તો શોધી કાઢ્યો જણાય છે. સમાજવ્યવસ્થા જે રંગભેદ, જાતિભેદ અને વિધિભેદ પર રચાઈ હતી, તે બદલી નાખી; અને સંસ્કારભેદ પર અવલંબેલી વ્યવસ્થા દાખલ કરી. દાસોની અનેક જાતિઓને પોતાના સમાજમાં તેમણે સ્વીકારી; દરેક જાતિને તેના સંસ્કાર પ્રમાણે ચડતું કે ઊતરતું સ્થાન આપ્યું; અને જે સમૂહના સંસ્કાર આર્યત્વની દૃષ્ટિએ શ્રેષ્ઠ હતા, તેને સર્વોપરિ સ્થાન આપ્યું. આમ જે વર્ણ–રંગ–વ્યવસ્થા હતી, તે ચાતુર્વર્ણ્યની વ્યવસ્થામાં પલટાઈ ગઈ. આર્ય ને અનાર્યના

ભેદને બદલે સંસ્કારભિન્નતાથી દ્વિજ અને શૂદ્ર એવા ભેદ પડયા. આ ક્રિયા કેમ થઈ તેનો ઇતિહાસ દાશરાજ્ઞના વિગ્રહને ઉદ્દેશીને વસિષ્ઠો ને વિશ્વામિત્રોએ રચેલાં સૂકતો પૂરો પાડે છે.

દસ્યુઓના કેટલાક રાજાઓ હારી ગયા; કેટલાકે આર્ય રાજાઓ જોડે મૈત્રી કરી. આર્ય જાતિઓ માંહ્યોમાંહ્ય લડી પડી અને દસ્યુ જાતિની મદદ મેળવવા લાગી.

એક ઋષિ ગાય છે:

હે ઇંદ્ર! વિરોધી અમિત્રોની બન્ને જાતિ, આર્ય અને દાસ તેને તેં મારી કાઢી છે–જેમ બરાબર તાકેલી વીજળીથી તું જંગલો વિનાશે છે તે પ્રમાણે. હે બહાદુર નાયક! યુદ્ધમાં તેમને તેં ચીરી નાંખ્યા છે. (૨૦)

વળી બીજા ઋષિ ગાય છે:

તે (દેવો) અમારા આર્ય વૈરીઓનો વિનાશ કરે છે. વીરોના ઈશ જેવા તે અમારા દાસ વૈરીઓનો વિનાશ કરે છે અને અમારા આર્ય દુશ્મનોને નસાડી મૂકે છે. (૨૧)

વળી એક ગાય છે:

હે દેવ! તેં બધી સમૃદ્ધિ જીતી છે–જમીન પરની અને પર્વત પરની; અને દાસ તેમ જ આર્ય શત્રુઓને જીતી લીધા છે. (૨૨)

---

(२०) त्वं ताँ इन्द्रोभयाँ अमित्रान् दासा वृत्राण्यार्या च शूर ।
वधीर्वनेव सुधितेभिरत्कैरापृत्सु दर्षि नृणां नृतम ॥
ऋग्वेद, ८–३३–३

(२१) हतो वृत्राण्यर्या हतो दासानि सत्पती ।
हतो विश्वा अपद्विषः ॥ ,, ६–६०–६

(२२) समज्या पर्वत्या ३ वसूनि
दासा वृत्राण्यार्या जिगेथ । ,, १०–६९–६

દાશરાજ્ઞના વિગ્રહનું મૂળ વસિષ્ઠ અને વિશ્વામિત્ર વચ્ચેનું વેર હતું. તૃત્સુના રાજા દિવોદાસના પુત્ર સુદાસના પ્રેરક વસિષ્ઠ હતા. તેની સામે ભરત જાતિઓમાં શ્રેષ્ઠ એવા વિશ્વામિત્રે દશ રાજાઓનો સંઘ ઊભો કર્યો. એ રાજાઓમાં પાંચ આર્ય જાતિઓ હતી : ભરત, અનુસ્, દ્રુહ્યુસ્, તુર્વશસ્ અને યદુ. અને સિમ્યુ, અજસ્, સિગ્રુ અને યક્ષુ એવી ચાર દસ્યુઓની જાતિઓ હતી. ભેદ નામનો દસ્યુ રાજા પણ વિશ્વામિત્રને પડખે હતો. આ વિગ્રહ ઘણા કાળ સુધી ચાલ્યો. વસિષ્ઠનું સૈન્ય જીત્યું ખરું, પણ આખરે એ વિગ્રહને પરિણામે ઘણીખરી આર્ય અને અનાર્ય જાતિઓ ભરત જાતિમાં ભળી ગઈ; અને એ જાતિએ આ દેશને ભરતખંડનું નામ આપ્યું. પરુષ્ણીને તીરે થયેલા આ દાશરાજ્ઞ વિગ્રહમાંથી આર્યો અને દાસોની એકતા પ્રગટી, સાથે રેડાયેલા રુધિરની સરિતામાં વર્ણદ્વેષ અદૃષ્ટ થયો, અને બે જાતિના સંમિશ્રણથી ભરતખંડની પ્રજા અને સંસ્કાર બન્ને ઉદ્ભવ્યાં.

પાછળના સમયમાં વસિષ્ઠના શિષ્યો અને સંતાનો સંકુચિત દૃષ્ટિના, ચુસ્ત બ્રાહ્મણ સંપ્રદાયના પ્રતિનિધિ થયા. વિશ્વામિત્રના અનુયાયીઓ અને સંતાનો ઔદાર્ય અને પ્રગતિ, સમાધાન અને સંમિશ્રણની પદ્ધતિના પ્રતિનિધિ બન્યા. (૨૩)

વિશ્વામિત્ર જગતના ઉષ:કાલમાં આદ્ય રાષ્ટ્રસ્રષ્ટા થઈ ગયા. એ દીર્ઘદર્શી મહાત્માને દેખાયું, કે આર્યત્વ સંસ્કારમાં છે, રુધિરમાં નથી; અને આર્યત્વને અમર કરવું હોય, તો શસ્ત્રે જિતાયેલી પ્રજાને સંસ્કારે અપનાવવી જોઈએ. એણે આર્યો અને દસ્યુઓની એકાકારતા દશ રાજાઓના સંઘ વડે સ્થાપી. એના ગાયત્રી મંત્રની મહત્તા પણ એ જ હતી, કે જે

(૨૩) રાગોઝિન: વેદિક ઈન્ડિયા: પા. ૩૨૦

એ ઉચ્ચારે તેની ધી સંસ્કારી બને, તે આર્ય બને–ભલે તે વંશે કે વર્ણે ગમે તે હોય. (૨૪)

વિશ્વામિત્રે દસ્યુઓને પોતાના પુત્રો કરી સ્થાપ્યા, એ વાત શુનઃશેપની કથામાંથી નીકળે છે:

વિશ્વામિત્રને એક સો એક પુત્રો હતા, પચાસ મધુછંદસૂથી મોટા, અને પચાસ નાના. જે મોટા હતા, તેને આ (શુનઃશેપ વિશ્વામિત્રે દત્તક લીધો તે) યોગ્ય ન લાગ્યું. તેમને એમણે શાપ દીધો: 'તમારા પુત્રો સીમાડે જઈ રહેશે.' આ લોકો–અંધ્ર, પુંડ્, શબર, પુલિંદ અને મૂતિબ–મોટી સંખ્યામાં સીમા પર રહે છે. ઘણાખરા દસ્યુઓ વિશ્વામિત્રનાં સંતાનો છે. (૨૫)

સીમાડા માટે શબ્દ 'અન્તમ્' છે. પછીના જમાનામાં સાયણ અજ્ઞાનને વશ થઈ આનો અર્થ चंडालादिरूपान् नीचजातिविशेषान् કરે છે. અસલમાં આવો અર્થ નથી. તે પરથી એટલો જ સારાંશ નીકળે છે, કે વિશ્વામિત્રે જે દસ્યુઓને આર્ય કર્યા, એમાંના કેટલાક આર્યાવર્તની સીમાની પાર રહેતા હતા; અને આર્યાવર્તના આર્યોથી ઊતરતા સંસ્કારના ગણાતા હતા. અહિંયાં વપરાયેલા 'અન્ત્ય' શબ્દમાં અનાર્યતા કે અસ્પૃશ્યતાનો ધ્વનિ નથી.

જે આર્ય વિધિ ને સંસ્કારથી વિમુખ, તે શૂદ્ર. જે તેને અનુસરે, તે દ્વિજ–આર્ય. આ પાયા પર નવો યુગ રચાયો.

---

(૨૪) રાગોઝિનની કલ્પના છે, કે દસ્યુઓને આર્યત્વની દીક્ષા દેતી વખતે ગાયત્રીમંત્ર બોલાતો: અને તે માટે જ વિશ્વામિત્રે એ રચેલો.

વેદિક ઇન્ડિયા: પા. ૩૧૮

(૨૫) अन्तान् वः प्रजा भक्षीष्ट इति । त एते अन्ध्राः पुण्ड्राः शबराः पुलिन्दा मूतिबा इति उदन्त्या बहवो वैश्वामित्रा दस्यूनां भूयिष्ठाः ।

ऐतरेय ब्राह्मण, ७–१४

દાશરાજ્ઞ સુધી આર્ય અને દાસો વચ્ચે વેરભાવ જણાય છે. આર્યો પોતાના દેવો અને વ્રતોને લીધે ગર્વમાં મસ્ત હતા, એમ પણ જણાય છે; પણ દાસો આર્ય થવાને નાલાયક હતા કે અસ્પૃશ્ય હતા, તેનો કોઈ પણ ઠેકાણે ઉલ્લેખ નથી.

૪

દાશરાજ્ઞ પછી અથવા તેને પરિણામે ઋગ્વેદ–કાલનો અંત આવ્યો અને આર્યોના સમાજ અને સંસ્કાર ઘણે અંશે બદલાઈ ગયા. ભરતો અને કુરુપાંચાલો મધ્યદેશમાં આવીને વસ્યા. (૨૬) આર્ય અને દસ્યુઓનો ભેદ અદષ્ટ થયો; અને આર્ય ને શૂદ્ર એવા બે ભેદ ઊભા થયા. ઋગ્વેદ સંહિતા પછી ઘણા સમય પછી રચાયેલાં બ્રાહ્મણો અને સંહિતાઓમાં શૂદ્ર અને આર્ય એકબીજાનાં અંગ મનાવા લાગ્યાં.

સહસ્રાક્ષ દેવ આ વનસ્પતિ મારા જમણા હાથમાં મૂકશે, જેનાથી હું દરેકને જોઈ શકીશ–શૂદ્રને તેમ જ આર્યને. (૨૭)

સમસ્ત જનતાના બે ભાગ : શૂદ્ર અને આર્ય. તે બંને રાત ને દિવસની માફક પરસ્પર સંબંધી મનાયા. (૨૮)

શૂદ્રોને પણ પ્રિય થવું એ આર્ય ઋષિઓને ગમતું :

હે દર્ભ ! મને બ્રાહ્મણને અને રાજન્યને પ્રિય બનાવ. મને શૂદ્ર અને આર્યને પણ પ્રિય બનાવ. દરેક મનુષ્ય જે અમને ચાહે, તેને પ્રિય બનાવ. દરેક મનુષ્ય જેને જોવાને આંખ હોય, તેને હું

(૨૬) ઐતરેય બ્રાહ્મણ, ૮-૧૪

(૨૭) तां मे सहस्राक्षो देवो दक्षिणे हस्त आदधत् ।
तयाहं सर्वं पश्यामि यश्च शूद्र उतार्यः ॥ —अथर्ववेद, ४–२०–४
तेनाहं सर्वं पश्यामि उत शूद्रमुतार्यम् ॥ — ,, ४–२०–८

(२८) नवदशभिरस्तुवत, शूद्रार्यावसृज्येताम्, अहोरात्र अधिपत्नी आस्ताम् ।
—वाजसनेयी संहिता, १४–३०

પ્રિય થાઉં એવું કર. (૨૯)

શૂદ્ર કે આર્ય બેમાંથી એકની સામું પણ પાપ કર્યું હોય, તો તેની શુદ્ધિ વૈદિક ઋષિ ઇચ્છે છે. (૩૦) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ચારેની કીર્તિ તે ગાય છે, (૩૧) અને ચારેને આશીર્વાદ દે છે. (૩૨)

દાશરાજ્ઞ પછી થોડે સમયે ચાતુર્વર્ણ્યની કલ્પના હસ્તીમાં આવી. તેનો પહેલો ઉલ્લેખ પુરુષસૂક્તમાં મળે છે:

બ્રાહ્મણ તેના (વિરાટ પુરુષના) મોઢામાં હતો, રાજન્ય એના બે હાથ બન્યા, વૈશ્ય એની જાંઘ છે અને શૂદ્રો એના પગમાંથી જન્મ્યા. (૩૩)

---

(૨૯) प्रियं मा दर्भ कृणु ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय च ।
यस्मै च कामयामहे सर्वस्मै च विपश्यते ॥–अथर्ववेद, १९–३२–८
प्रियं मा कृणु देवेषु प्रियं राजसु मा कृणु ।
प्रियं सर्वस्य पश्यत उत शूद्र उतार्ये ॥ – ,, १९–६२–१

(३०) यद् ग्रामे, यदरण्ये, यत्सभायां, यदिन्द्रिये, यच्छूद्रे, यदर्ये,
यदेनश्चकृमा वयं, यदेकस्याधि धर्मणि तस्यावयजनमसि ।
वाजसनेयी संहिता, २०–१७; काठक संहिता, ३८–५; अने तैत्तिरीय संहिता, १–८–३–१

(३१) रुचं नो धेहि ब्राह्मणेषु रुचं राजसु नस्कृधि ।
रुचं विश्येषु शूद्रेषु मयि धेहि रुचा रुचम् ॥
वा. सं. १८–४८; तै. सं. ५–७–६–४; का. सं. ४९–१३; अने मैत्रायणी संहिता, ३–४–८

(३२) यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः । ब्रह्मराजन्याभ्याँ
शूद्राय चार्याय च स्वाय चारणाय ॥ —वा. सं. २६–२

(३३) ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।
ऊरू तदस्य यद् वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥
—ऋग्वेद, १०–९०–१२

ઉપરના ઉતારા પરથી સ્પષ્ટ થશે, કે પહેલાં બે વિરોધી પ્રજા હતી: આર્ય અને દાસ. પછી દાસોને નવી સમાજ-વ્યવસ્થામાં સ્વીકારવામાં આવ્યા; અને એ દાસોમાં જે આર્ય–સંસ્કાર ન ઝીલી શકયા, તેને શૂદ્રો લેખવામાં આવ્યા. રંગભેદ અને જાતિભેદ વિસરાઈ ગયો અને નવી વર્ણવ્યવસ્થા હસ્તીમાં આવી.

૫

હવે આર્યો અને શૂદ્રો વચ્ચેનો સામાજિક વ્યવહાર કેવા પ્રકારનો હતો તે તપાસીએ. શૂદ્ર ખરું જોતાં દાસોની એક જાતિનું નામ હતું, એમ ઘણા વિદ્વાનો માને છે. અને ધીમે ધીમે આખો દાસસમૂહ જેણે આર્યોની વિધિ નહોતી સ્વીકારી, તે શૂદ્ર કહેવાતા થયા. શૂદ્રસમૂહ સેવા કરતો, જેમ મધ્યકાલીન યુરોપમાં ‘સર્ફ્સ’ કરતા તેમ; પણ હમેશને માટે તે અધમ કે અસ્પૃશ્ય ન હતો.

શૂદ્રો પૈસાવાળા હતા. યજ્ઞને માટે હૃષ્ટપુષ્ટ વાછરડો ધનવાન શૂદ્રની ગાયોના ટોળામાંથી લેવાનું લખ્યું છે. (૩૪) કેટલાક રાજાઓ એવા પણ હતા, જેઓ શૂદ્રોને પ્રધાન બનાવતા અને યજ્ઞ વખતે તેમને પણ સાથે રાખતા. શતપથ બ્રાહ્મણના કર્તાને આ વસ્તુ અયોગ્ય લાગી હતી એ વાત ખરી; પણ શૂદ્ર પ્રધાન થતો અને યજ્ઞમાં ભાગ લેતો એ વાત ચોક્કસ. ‘શતપથબ્રાહ્મણકાર’ કહે છે:

એક વખત સ્વર્ભાનુ અસુરે સૂર્યને અંધારો કરી મૂકયો. અંધારો થવાથી તે પ્રકાશી ન શકયો. સોમે અને રુદ્રે એનો અંધકાર

(૩૪) यो वै वैश्यः शूद्रो वा बहुपुष्टः स्यात् तस्य गवां साण्डँ वत्सतरं अपमयेत ।

मैत्रायणी संहिता, ४–२–७

નિવાર્યો; અને પાપથી છૂટો થઈ તે આજે તપે છે. તે જ પ્રમાણે જે રાજા યજ્ઞને માટે નાલાયક એવાને યજ્ઞનો સ્પર્શ કરાવે છે, તે અંધકારમાં પ્રવેશે છે. જે શૂદ્ર ને બીજા જે યજ્ઞને માટે નાલાયક છે તેને યજ્ઞમાં બેસાડે છે, તેનો અંધકાર સોમ અને રુદ્ર કાઢી નાખે છે. પાપથી છૂટો થઈ તે દીક્ષા પામે છે. (૩૫)

ત્રણે દ્વિજ વર્ણ અને શૂદ્રો વચ્ચે સ્ત્રીપુરુષનો સંબંધ કાયદેસર અને ગેરકાયદેસર—પુષ્કળ ચાલતો હતો.

ઉશિજ નામની દાસી અંગ રાજાના ઘરમાં કામ કરતી હતી. પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી રાજાએ તેને મહાતપ (દીર્ઘતમસ્) પાસે મોકલી આપી. તે મહાન ઋષિ તેને ભક્તિભરી જોઇને પાણીમાંથી બહાર આવ્યા, અને તેના વડે કક્ષિવત્ અને બીજા ઋષિઓ પ્રાપ્ત કર્યા. (૩૬)

(३५) स्वर्भानुर्हवाऽसुरः । सूर्यं तमसा विव्याध । स तमसा विद्धो न व्यरोचत तस्य सोमरुद्रावेवैतत्तमोऽपहतां स एषोऽपहतपाप्मा तपति तथोऽ-एवैष एतत्तमः प्रविशत्येतं वा तमः प्रविशति यदयज्ञियान् यज्ञेन प्रसजति, अयज्ञियान् वाऽएतद् यज्ञेन प्रसजति शूद्रांस्त्वद् यांस्त्वत् तस्य सोमरुद्रा-वेवैतत्तमोऽपहतः सोऽपहतपाप्मैव दीक्षते । शतपथ ब्राह्मण, ५–३–२–२

सेनान्यादीनां अयज्ञियत्वं प्रसिद्धं इत्याह–अयज्ञियान् वा इति । तामेव प्रसिद्धिं दर्शयति शूद्रानिति । त्वदित्येक पर्यायः । एकदा शूद्रान् सेनान्यादीन् त्वद् एकदा यान् कांश्च गोविकर्त्तादीन् हीनजातीनपि यज्ञे प्रसजति । तेन अयज्ञियसम्बन्धेन तमः प्रविशति–इति अतः तस्य यष्टुः राजन्यस्य तथाविधं तमः सोमरुद्रौ एव एतद् एतेन चरुणा प्रीणीतौ अपहतः विनाशयतः ।

—सायण भाष्य

(३६) अङ्गराजगृहे युक्तां उशिजं पुत्रकाम्यया ।
राज्ञा च प्रहितां दासीं भक्तां मत्वा महातपाः ।
जनयामास चोत्थाय कक्षीवत्प्रमुखानृषीन् ॥

—बृहदेवता, ४–२४–२५

કવષ ઐલુષની કથા પણ આ સંબંધ પર પ્રકાશ પાડે છે.

ઋષિઓએ સરસ્વતીને તીરે એક સત્ર કર્યો. સોમમાંથી તેમણે કવષ ઐલુષને કાઢી મૂક્યો: 'આ તો દાસીનો પુત્ર છે. ચોર છે. અબ્રાહ્મણ છે. એને આપણી વચ્ચે દીક્ષા કેમ અપાય?' એમણે એને રણમાં કાઢી મૂક્યો ને કહ્યું: 'ત્યાં ભલે તૃષા એને મારી નાખે. એને સરસ્વતીનું જલ પીવા ન દેવું.' એને અરણ્યમાં મોકલી આપ્યો. તૃષાથી પીડિત એણે 'અપોનપ્ત્રીય' મંત્રનાં દર્શન કર્યાં. 'બ્રાહ્મણ માટે દેવો દોડતા આવે.' તેને પ્રતાપે તે જલના પ્રિય આવાસમાં ગયો; એને માટે પાણી ઊછળીને આવ્યાં. એની આસપાસ સરસ્વતી દોડીને આવી તેથી અહિંયાં એ 'પરિસારક' કહેવાઈ; કારણ કે સરસ્વતી એની આસપાસ ફરી વળી. અને ઋષિઓએ કહ્યું: 'દેવોએ એને ઓળખ્યો છે. એને પાછો બોલાવીએ ભલે.' અને તેમણે એને પાછો બોલાવ્યો. એને બોલાવીને તેમણે 'અપોનપ્ત્રીય' કર્યો. (૩૭)

---

(३७) ऋषयो वै सरस्वत्यां सत्रमासत ते वै कवषमैलूषं सोमाद् अनयन् दास्याः पुत्रः कितवोऽब्राह्मणः कथं नो मध्येऽदीक्षिष्टेति तं बहिर्धन्वोदवहन्नत्रैनं पिपासा हन्तु सरस्वत्या उदकं मा पादिति स बहिर्धन्वोदूहलः पिपासया वित्त एतदपोनप्त्रीयमपश्यत् प्र देवत्रा ब्रह्मणे गातुरेत्विति तेनापां प्रियं धामोपागच्छत् तमापोऽनूदायंस्तं सरस्वती समन्तं पर्यधावत्। तस्माद्धाप्येतर्हि परिसारकमित्याचक्षते यदेनं सरस्वती समन्तं परिससार। ते वा ऋषयोऽब्रुवन् विदुर्वा इमं देवा उपेमं ह्वयामहा इति तथेति तमुपाह्वयन्त तमुपाहूयैतद् अपोनप्त्रीयमकुर्वत प्र देवत्रा ब्रह्मणे गातुरेत्विति तेनापां प्रियं धामोपागच्छन्नुपदेवानाम्। ऐतरेय ब्राह्मण, ८–१

माध्यमाः सरस्वत्यां सत्रमासत। तद्धापि कवषो मध्ये निषसाद। तं हेम उदोदुर्दास्या वै त्वं पुत्रोऽसि न वयं त्वया सह भक्षयिष्याम इति। स ह क्रुद्धः प्रद्रवन् सरस्वतीमेतेन सूक्तेन तुष्टाव। तं हेयमन्वेयाय। ततउ

તે જ પ્રમાણે પંચવિંશ બ્રાહ્મણ અને જૈમિનીય બ્રાહ્મણમાં વત્સ ઋષિની કથા છે.

વત્સ અને મેધાતિથિ બન્ને કણ્વના પુત્રો હતા. મેધાતિથિએ વત્સને કહ્યું: 'તું અબ્રાહ્મણ છે. તું શૂદ્ર માતાનો પુત્ર છે.' તેણે કહ્યું: 'ચાલ, આપણે અગ્નિમાં થઇને જઈએ; અને નક્કી કરીએ, કે 'આપણા બેમાંથી ઉત્તમ બ્રાહ્મણ કોણ છે?' વાત્સસામન્ ભણી વત્સ અગ્નિમાં થઈને ચાલી ગયો. મેધાતિથિસામન્ મંત્ર વડે મેધાતિથિ ચાલી ગયો. વત્સનો એક વાળ પણ અગ્નિમાં બળ્યો નહિ. એ એની તે વખતની ઇચ્છા હતી. વાત્સ એ ઇચ્છા પરિપૂર્ણ કરે એવો સામન્ છે. એના વડે એ પોતાની ઇચ્છાની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. (૩૮)

સત્યકામ જાબાલની કથા તો ઘણી જાણીતી છે.

તેણે હરિદ્રુમત્ ગૌતમ પાસે જઈને કહ્યું: 'મારી ઇચ્છા તમારી પાસે શિષ્ય થઈ બ્રહ્મવિદ્યા શીખવાની છે. મને તમારી પાસે આવવા દો.' અને તેમણે કહ્યું: 'હે પ્રિય વત્સ, તું કયા ગોત્રનો છે?' તેણે ઉત્તર આપ્યો: 'ભગવાન! કયા ગોત્રનો હું છું એ હું જાણતો નથી. મેં મારી માને પૂછ્યું ત્યારે તેણે જવાબ આપ્યો, કે હું મારી જુવાનીમાં ઘણી ભટકી હતી, ઘણાઓને ખુશ કરતી, અને તને મેં જન્મ આપ્યો. મને ખબર નથી, કે 'તારું ગોત્ર શું છે? પણ મારું નામ જબાલા છે, અને તારું સત્યકામ છે.' તેથી, 'હે ભગવન્! હું સત્યકામ જાબાલ છું.' તેણે (ઋષિએ) કહ્યું: 'અબ્રાહ્મણ હોય તો આવું કહે નહિ. મારા વત્સ! સમિધ લાવ.

---

हेमे निरागा इव मेनिरे। तं हान्वावृत्योचुरृषे नमस्तेऽस्तु मा नो हिंसीः त्वं वै नः श्रेष्ठोऽसि यं त्वेयमन्वेति इति। तं ह ज्ञपयांचक्रुस्तस्य ह क्रोधं विनिन्युः। स एष कवषस्यैष महिमा सूक्तस्य चानुवेदिता। कौषीतकी ब्राह्मण, १२-३

(૩૮) પંચવિંશ બ્રાહ્મણ, ૧૪-૬: જૈમિનીય બ્રાહ્મણ, ૩,૨૩૪-૨૩૫

હું તને યજ્ઞોપવીત પહેરાવીશ. તેં સત્યને છોડયું નથી.' (૩૯)

વળી ઐતરેય આરણ્યક અને ઉપનિષદનો કર્તા મહીદાસ ઐતરેય ઇતરા નામની શૂદ્રા માનો પુત્ર હતો એમ સાયણ નોંધે છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે, કે મોટા મોટા વિખ્યાત ઋષિઓ શૂદ્રાઓ જોડે પરણતા, અને તેમના પુત્રો ઋષિપદ પામતા.

મહામુનિ વસિષ્ઠ ગણિકાના પુત્ર હતા. તપથી તે બ્રાહ્મણ થયા; સંસ્કાર તેનું કારણ હતું. માછીથી વ્યાસ થયા; અંત્યજથી પરાશર થયા. એમ ઘણા અદ્વિજો વિપ્રત્વને પામ્યા છે. (૩૯अ)

એ ઉપરાંત લગ્નનો પણ સ્પષ્ટ ઉલ્લેખ છે.

લોકો ગાયોમાં, ઘોડામાં, હાથીઓમાં, સુવર્ણમાં, દાસ જાતિની ભાર્યાઓમાં, ખેતરોમાં અને ઘરોમાં મહિમા જુએ છે. (૪૦)

આર્ય ને શૂદ્રાઓનો ગેરકાયદેસર સંબંધ પણ સામા-

(३९) स ह (सत्यकामो जाबालः) हारिद्रुमतं गौतममेत्योवाच ब्रह्मचर्यं भगवति वत्स्याम्युपेयां भगवन्तमिति । तँ होवाच किंगोत्रो नु सौम्यासीति स होवाच नाहमेतद् वेद भो यद्गोत्रोऽहमस्म्यपृच्छ मातरँ सा मा प्रत्यब्रवीद् बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामालेभे साहमेतन्न वेद यद्गोत्रः त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसि सोऽहँ सत्यकामो जाबालोऽस्मि भो इति । तँ होवाच नैतदाब्रह्मणो विवक्तुमर्हति समिधँ सोम्याहरोप त्वा नेष्ये न सत्यादगा इति ॥ —छांदोग्य उपनिषद्, ४–४

(३९ अ) गणिकागर्भसंभूतो वसिष्टश्च महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारास्तत्र कारणम् ॥
जातौ व्यासस्तु कैवर्त्याः श्वपाक्यास्तु पराशरः ।
बहवोऽन्येऽपि विप्रत्वं प्राप्ता ये पूर्वमद्विजाः ॥

(४०) गोअश्वमिह महिमेत्याचक्षते हस्तिहिरण्यं दासभार्यं क्षेत्राण्यायतनानीति ॥ —छांदोग्य उपनिषद्, ७–२४–२

ન્ય હતો.

હે તાપ! તું મૂજવનોમાં ચાલી જા, નહિ તો તેનાથી દૂર બલ્હિકોમાં. ત્યાં જઈ સ્વચ્છંદી શૂદ્રા છોકરીને શોધ અને તેને થરથર કંપાવ. (૪૧)

ઋષિજી ખરેખર શૂદ્રા છોકરીથી થાક્યા લાગે છે.

હે તાપ! સર્પ, હે અંગ વગરના, બોલી નાખ. અમારાથી દૂર જઈને રહે. તે નફ્ટ દાસીને શોધી કાઢ અને તારા વજ્રથી તેનો વિનાશ કર. (૪૨)

વળી બીજી સંહિતામાં ઋષિ કહે છે:

જ્યારે પશુ યવ ખાય છે ત્યારે ખેડૂત ખુશી નથી થતો, કે પશુ પુષ્ટ થાય છે; તેમ જ જ્યારે શૂદ્રાઓ આર્યો જોડે આડો સંબંધ રાખે છે ત્યારે શૂદ્રો ખુશ નથી થતા, કે એમની આખી જાતિ પોષાય છે અને તે ઘણા ધનવાન પણ થાય છે. (૪૩)

૭

બ્રાહ્મણત્વ જન્મથી નહોતું મળતું; અને શૂદ્રોને પણ વિધિપુર:સર આર્ય કરવામાં આવતા.

વાક્-વાણીની દેવી સરસ્વતી-ના મુખમાં આ શબ્દો મૂકવામાં આવ્યા છે:

---

(૪૧) तक्मन् मूजवतो गच्छ बल्हिकान् वा परस्तराम् ।
शूद्रामिच्छ प्रफर्व्यं १ तां तक्मन् वीव धूनुहि ॥
—अथर्ववेद, ५-२२-७

(४२) तक्मन् व्याल विगद व्यंग भूरि यावय ।
दासीं निष्टक्वरीमिच्छतां वज्रेण समर्पय ॥-अथर्ववेद, ५-२२-६

(४३) यद्धरिणो यवमत्ति न पुष्टं पशु मन्यते ।
शूद्रा यदर्यजारा न पोषाय धनायति ॥
—वाजसनेयी संहिता, २३-३०

હું શબ્દ ઉચ્ચારું છું, જે શબ્દ દેવ અને મનુષ્યને રુચશે. જે માણસને હું ચાહું છું, તેને હું મહાન કરું છું, તેને હું બુદ્ધિશાળી ઋષિ અને બ્રાહ્મણ કરું છું. (૪૪)

દાસો આર્યોની વિધિ સ્વીકારવાથી આર્ય બની જતા.

હે ઇન્દ્ર! અમને સમૃદ્ધિ આપ. મહાન, નિશ્ચલ અને હિંસાથી અસ્પૃષ્ટ એવી સંપત્તિ દે, જેથી અમે દુશ્મનોને વશ કરીએ. એના વડે તું કર્મહીણા દાસોને કર્મયુક્ત બનાવે છે. વેરીઓને સમરમાં નરમ કરી દે છે. (૪૫)

એ વિધિ પંચવિંશ બ્રાહ્મણમાં આપી છે, અને એ વ્રાત્યસ્તોમના નામથી જાણીતી છે. પ્રથમ વ્રાત્યસ્તોમ આર્યોમાંથી જે પતિત થયા હોય તેને આર્યત્વ અપાવે છે. બીજો વ્રાત્યસ્તોમ પતિતો અને અનાર્યોને શુદ્ધ કરે છે. (૪૬)

કેટલાકો એમ કહે છે, કે 'પંચજના:' એ શબ્દમાં ચાર વર્ણ અને પાંચમા અસ્પૃશ્ય આવી જાય છે. આ

(૪૪) अहमेव स्वयमिदं वदामि जुष्टं देवेभिरुत मानुषेभिः ।
यं कामये तं तमुग्रं करोमि तं ब्रह्माणं तमृषिं तं सुमेधाम् ।
—ऋग्वेद, १०–१२५–५

(४५) आ संयतमिन्द्र णः स्वस्तिं शत्रुतूर्याय बृहतीममृध्राम् ।
यया दासान्यार्याणि वृत्रा करो वज्रिन्त्सुतुका नाहुषाणि ॥
—ऋग्वेदः ६–२२–१०

हे इन्द्र शत्रुतूर्याय शत्रुणां तारणाय बृहतीं महतीं अमृध्रां अहिंसितां संयतं संयतीं संगच्छमानां स्वस्तिं क्षेमलक्षणां संपदं हे इन्द्र नोऽस्मभ्यमाभर । वज्रिन् वज्रवन्निन्द्र–यया स्वस्त्या, दासानि कर्महीनानि मनुष्यजातानि आर्याणि कर्मयुक्तानि करः अकरोः । नाहुषाणि मनुष्यसंबंधीनि । नहुषा इति मनुष्यनाम एतत् । वृत्रा वृत्राणि शत्रून् सुतुकानि शोभनहिंसोपेतानि अकरोः । —सायण भाष्य

(૪૬) કાલેન્ડ, 'પંચવિંશ બ્રાહ્મણ': પ્ર૦ ૧૭, પા. ૪૫૪-૪૫૮

માન્યતા અજ્ઞાન ઉપર રચાયેલી છે. ઋગ્વેદમાં તો અનુસ્, દ્રહ્યુસ્, યદુ, તુર્વશસ્ અને પુરુ એવી પાંચ જાતિઓને 'પંચ-જનાઃ' કહી છે. (૪૭) એ પાંચ જાતિ તો આર્યોની છે. એ પાંચમાંની યદુ અને તુર્વસુ તો એક વખત એવી વિધિભ્રષ્ટ થઈ ગયેલી કે તેમને દાસો કહ્યા છે. (૪૮)

દાશરાજ્ઞ પછી આર્ય જાતિઓ અને દાસ જાતિઓનું મિશ્રણ થયું એટલે આ વાત ભુલાઈ ગઈ; અને ઐતરેય બ્રાહ્મણ કહે છે, (૪૯) કે 'પંચજનાઃ' એટલે દેવ, માણસ, ગંધર્વ ને અપ્સરા, સર્પ અને પિતૃઓ. પછી ચાતુર્વર્ણ્ય વ્યવસ્થિત બન્યું. ઔપમન્યવ પ્રમાણે 'પંચજનાઃ' એટલે ચાર વર્ણ અને પાંચમો નિષાદ. (૫૦) સાયણ પણ એ જ અભિપ્રાય દર્શાવે છે. યાસ્ક પોતે તો ગંધર્વ, પિતૃ, દેવ, અસુર અને રાક્ષસ એમ 'પંચજનાઃ' કહે છે; એટલે પાછળથી 'પંચજનાઃ'નો અર્થ ટીકાકારોએ નજરમાં આવે તે કરવા માંડ્યો.

ઔપમન્યવ અને સાયણની ટીકા ખરી હોય, તોપણ એમાંથી નિષાદો અસ્પૃશ્ય હતા એમ પુરવાર થતું નથી. વિશ્વજિત્ યજ્ઞ કરનાર બ્રાહ્મણે નિષાદના ઘરમાં થોડો વખત રહેવું એવી એક વિધિ છે. (૫૧) એટલે નિષાદો અસ્પૃશ્ય હોઈ શકે નહિ.

અત્રિ, યમ વગેરે સ્મૃતિઓ કૈવર્તને અંત્યજ લેખે છે.

---

(૪૭) કીથ, 'વેદિક ઇંડેક્સ': વોલ્યુમ ૧, પા. ૪૬૭

(૪૮) उत दासा परिविषे स्मद्दिष्टी गोपरीणसा ।
यदुस्तुर्वश्च मामहे ॥ —ऋग्वेद, १०–६२–१०

(૪૯) ઐતરેય બ્રાહ્મણ, ૩ ૩૧

(૫૦) નિરુક્ત, ૩–૮

(૫૧) કૌષીતકી બ્રાહ્મણ, ૨૫–૧૫

એ જ કૈવર્ત વિશે વૈદિક ઋષિ કહે છે:

આ માછીઓ, રથકાર અને લુહાર અને બુદ્ધિમાનો—આ બધા લોકો, હે પર્ણ, તું મારી સાથે રાખ, અને તેમને મારી આસપાસ ઊભા રહેવાનું કહે. (૫૨)

વળી સંહિતાકાર કહે છે:

સુથાર, રથકાર, કુંભાર, લુહાર, પુંજિષ્ઠ, નિષાદ, શ્વનિન્, શિકારી, શ્વાન અને શ્વપતિ–તમને બધાને હું નમસ્કાર કરું છું. (૫૩)

આખા વૈદિક સાહિત્યમાં જમવાનો કે સ્પર્શવાનો બાધ કોઈ પણ જાતિ વિષે હોય એમ મળતું નથી. એક જ વખત જમવાનો પ્રશ્ન આવે છે. વેદવિદ્યા જાણનારાએ વેદવિદ્યા નહિ જાણનારા જોડે વાદવિવાદ ન કરવો, જમવું નહિ, અને ગમ્મત કરવી નહિ. (૫૩ अ) આ વ્યાખ્યા આજે જો લાગુ પાડીએ, તો આપણામાંથી કેટલા વેદવિદ્યા જાણનારા જોડે વાત કરવાનો, જમવાનો કે ગમ્મત કરવાનો અધિકાર મેળવી શકીએ?

૮

પાછળથી થયેલી સ્મૃતિઓમાં ચાંડાલને સૌથી પતિત

(૫૨) ये धीवानो रथकाराः कर्मारा ये मनीषिणः ।
उपस्तीन् पर्ण मह्यं त्वं सर्वान् कृण्वभितो जनान् ॥
—अथर्ववेद, ३–५–६

(५३) नमस्तक्षभ्यो, रथकारेभ्यश्च वो नमः, नमः कुलालेभ्यः,
कर्मारेभ्यश्च वो नमः, नमः पुञ्जिष्ठेभ्यो, निषादेभ्यश्च वो नमः ।
नमः श्वनिभ्यो,मृगयुभ्यश्च वो नमः,नमः श्वभ्य;श्वपतिभ्यश्च वो नमः॥
—मैत्रायणी संहिता, १७–१२–१३ वगेरे

(५३ अ) नेदंविद् अनिदंविदा समुद्दिशेन्न सह भुञ्जीत न सधमादी स्यात् ।
—ऐतरेय आरण्यक, ५–३–३

ગણવામાં આવ્યા છે. ઋગ્વેદના સમયમાં અથવા મંત્રોમાં ચાંડાલનું નામ કે નિશાન નથી. ચાંડાલનો પહેલો ઉલ્લેખ વાજસનેયી સંહિતામાં છે. પુરુષમેધના વર્ણનમાં જુદી જુદી જાતના માણસોનો બલિ આપવાનો હોય, ત્યારે કયા દેવને કઈ જાતિનો બલિ આપવો એ દર્શાવ્યું છે. બ્રહ્મને બ્રાહ્મણનો બલિ આપવો, ક્ષત્રને રાજન્યનો બલિ આપવો, મરુતને વૈશ્યનો બલિ આપવો, તપસને શૂદ્રનો બલિ આપવો, નૃત્તને સૂતનો બલિ આપવો, ગીતને શૈલૂષ–નટ–નો બલિ આપવો, ધર્મને સભાચર–સભાઓમાં જનારાઓ–નો બલિ આપવો, નર્મને રેભનો–બહુ વાચાળ હોય તેનો–બલિ આપવો. આમ લાંબી યાદીમાં આપ્યું છે, કે અગ્નિને જાડા માણસનો બલિ આપવો......અને વાયુને ચાંડાલનો બલિ આપવો, અને દ્યુને બોડકા માથાવાળાનો બલિ આપવો. (૫૪) આ યાદીમાં

---

(૫૪) ब्रह्मणे ब्राह्मणं, क्षत्राय राजन्यं, मरुद्भ्यो वैश्यं, तपसे शूद्रं, तमसे तस्करं, नारकाय वीरहणं, पाप्मने क्लीबं, आक्रयायाऽअयोगूं, कामाय पुँश्चलूं, अतिक्रुष्टाय मागधम् ॥ —वाजसनेयी संहिता, ३०–५

नृत्ताय सूतं, गीताय शैलूषं, धर्माय सभाचरं, नरिष्ठायै भीमलं, नर्माय रेभँ, हसाय कारिं, आनन्दाय स्त्रीषखं, प्रमदे कुमारीपुत्रं, मेधायै रथकारं, धैर्याय तक्षाणम् । —वा. सं., ३०–६

सरोभ्यो धैवरं, उपस्थावराभ्यो दाशं, वैशन्ताभ्यो बैन्दं, नड्वलाभ्यः शौष्कलं, पाराय मार्गारं, अवाराय केवर्तं, तीर्थेभ्य आन्दं, विषयेभ्यो मैनालं, स्वनेभ्यः पर्णकं, गुहाभ्यः किरातं, सानुभ्यो जम्मकं, पर्वतेभ्यः किंपुरुषम् ॥ —वा. सं., ३०–१६

अग्नये पीवानं, पृथिव्यै पीठसर्पिणम्, वायवे चाण्डालं, अन्तरिक्षाय वंशनर्तिनं, दिवे खलतिं, सूर्याय हर्यक्षम्, नक्षत्रेभ्यः किर्मिरं, चन्द्रमसे

એવું કાંઈ પણ નથી જેના પરથી એમ દેખાય, કે ચાંડાલ જાતિ અસ્પૃશ્ય હતી. જો એ યાદી કાંઈ પણ બતાવતી હોય તો એ, કે અગિયારમા યૂપ પર જાડા અને બોડકા માણસો સાથે ચાંડાલને બાંધવામાં આવતો કે જેથી યજ્ઞની ક્રિયા સફળ થાય.

આ પછી બીજો ઉલ્લેખ બૃહદારણ્યકમાં છે.

જેણે પરમ આનંદ પ્રાપ્ત કર્યો હોય, તે પિતા ને અપિતા... વેદ અને અવેદ...ચાંડાલ ને અચાંડાલ, પૌલ્કસ અને અપૌલ્કસ વચ્ચે ભેદ જોતો નથી. (૫૫)

પણ જેમ જેમ બ્રાહ્મણ કાલ લુપ્ત થઈ સૂત્રકાલ આવવા માંડ્યો, તેમ તેમ ધાર્મિક વૃત્તિ સંકુચિત થતી ગઈ, અને શૂદ્રોને ધર્મક્રિયામાંથી દૂર રાખવાના પ્રયત્ન થવા લાગ્યા. અગ્નિહોત્રને માટે જે દૂધ જોઈએ તે શૂદ્ર પાસે ન દોવડાવવું. (૫૬) જે માણસ દીક્ષિત થયો હોય, તેણે તેટલો વખત શૂદ્ર જોડે ન બોલવું. (૫૭) યજ્ઞને માટે જોઈતી સ્થાલી આર્યે જ તૈયાર કરવી. (૫૮) શૂદ્રને સોમ ન પીવા દેવો. (૫૯) 'પ્રવર્ગ્ય' નામની

---

किलासं, अह्ने शुक्लं, पिंगाक्षे रात्र्यै कृष्णं पिंगाक्षम् ॥

—वा. सं., ३०–२१ અને તૈતિરીય ब्राह्मण, ३–४–१७–१

(૫૫) अत्र पिता अपिता भवति, माता अमाता, लोका अलोका, वेदा अवेदा, अत्र स्तेनोऽस्तेनो भवति, भ्रूणहाऽभ्रूणहा चाण्डालोऽचाण्डालः, पौल्कसोऽपौल्कसः, श्रमणोऽश्रमणः, तापसोऽतापसः, अनन्वागतं पुण्येन, अनन्वागतं पापेन, तीर्णो हि तदा सर्वाञ्छोकान् हृदयस्य भवति।

—बृहदारण्यक उपनिषद्, ४–३–२२

(૫૬) કાઠક સંહિતા, ૩૧–૨; મૈત્રાયણી સંહિતા, ૪–૧–૩

(૫૭) કાઠક સંહિતા, ૩–૧, ૧, ૧૦ (૫૮) મૈત્રાયણી સંહિતા, ૧–૮–૩

(૫૯) કાઠક સંહિતા, ૯–૧૦

વિધિ વખતે વિધિ કરનારને શૂદ્રને સ્પર્શવો નહિ. (૬૦) બ્રાહ્મણકાલના અંતમાં રચાયેલા આ વૈદિક સાહિત્યમાં શૂદ્રને અસાધારણ મહત્તાની ધાર્મિક ક્રિયામાંથી દૂર રાખવાના પ્રયત્નો પહેલી જ વાર મળે છે. શૂદ્રોને દૂર રાખવાની પ્રથાનો કંઈક સંચાર આપણાં શાસ્ત્રોમાં આમ થયો.

આ સંકુચિત ધાર્મિક વૃત્તિનો પ્રત્યાઘાત પણ તે જ સમયે થવા માંડ્યો. જે ઉદાત્ત સ્વભાવના હતા, તેમણે સ્થૂલ અસમાનતાની પેલી પાર માનવએકતાનાં અને સર્વભૂતમાં રહેતા એક આત્માનાં દર્શન કર્યાં.

સર્વ ભૂતને વિષે રહેલો એક અંતરાત્મા જુદાં જુદાં રૂપ ધારી ભિન્ન ભિન્ન વ્યક્તિરૂપે થયો. (૬૧)

જે ભૂતમાત્રને પોતાના આત્મામાં જુએ છે, અને ભૂતમાત્રમાં પોતાનો આત્મા જુએ છે, તે પુરુષ કોઈની નિંદા કરતો નથી.(૬૨)

માછી બ્રહ્મ છે, દાસ બ્રહ્મ છે, જુગારી પણ બ્રહ્મ છે. (૬૩)

આ ઉતારાઓ મેં વિસ્તારથી આપ્યા છે; કારણ કે તે જાણ્યા વિના આપણા સમાજનાં વ્યવસ્થા અને વિકાસ સમજાય એમ નથી.

---

(૬૦) શતપથ, ૧૪-૧-૧-૩૧

(६१) एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बभूव ।
—कठ उपनिषद्, २-५

(६२) यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते:—ईशावास्योपनिषद्, ३

(६३) ब्रह्म दाशा ब्रह्म दासा ब्रह्मैवेमे कितवाः ।
જુઓ ब्रह्मसूत्र, २-३-४३,(तथा चामनन्ति आथर्वणिकाः ब्रह्मसूत्र–शारीरक भाष्य)

૯

પુનરુક્તિનો દોષ વહોરીને પણ જાતિભેદ વિસારવાના પ્રયત્નોની રૂપરેખા ફરીથી આપું છું.

આર્ય જીવનનું પ્રભાત જ્યારે હતું તે સમયના બે નિરાળા ખંડો પડી જાય છે. (૨) દાશરાજ્ઞનો વિગ્રહ પૂરો થતાં સમાપ્ત થાય છે તે; (૧) ઐતરેય બ્રાહ્મણ રચાયું ત્યારથી શરૂ થાય છે તે.

એ બ્રાહ્મણ રચાયું ત્યારે પરીક્ષિતના પુત્ર જનમેજયના રાજ્યકાલને થોડાં વર્ષ થઈ ગયાં હતાં. (૬૪)

વિશ્વામિત્ર પછીની ત્રણ પેઢી સુધીનો ઇતિહાસ ઋગ્વેદના મંત્રોમાં છે. પણ ત્યારપછીથી તે જનમેજયના અવસાન સુધીના સમયનું વૈદિક સાહિત્ય અથર્વવેદ સિવાય કાંઈ મળતું નથી. અથર્વવેદમાં પરીક્ષિતનો ઉલ્લેખ છે, જનમેજયનો નથી; એટલે એની અને ઐતરેય બ્રાહ્મણની વચ્ચે ઘણાં વર્ષનું અંતર નહિ હોય. (૬૫)

દાશરાજ્ઞ પૂર્વના કાલમાં આર્યો અને દાસોની બે નિરાળી, પરસ્પર વિરોધી પ્રજાઓ હતી. દાસો હાર્યા, ગુલામો તરીકે વેચાયા, તેમની સ્ત્રીઓ—દાસીઓ—આર્યોના ઘરમાં રહી. આર્ય અને અનાર્ય લોહીના સંમિશ્રણથી આર્યોની નવી પ્રજા ઉદ્ભવી.

અનેક દેશમાં આવા બનાવો બન્યા છે. મીસરમાં, ગ્રીસમાં, રોમમાં વિજયી જાતિએ હારનારી જાતિની સેવા વડે સામ્રાજ્ય સ્થાપ્યાં હતાં. મીસરનાં પિરામિડો અને એથન્સનું પાર્થેનોન એ વિજયી જાતિની શક્તિનો ખ્યાલ આપે છે, તેથી ય વધારે હારી ગયેલી જાતિના મૂંગે મોઢે વૈતરું કરતા લાખો ગુલામોનું

(૬૪) ઐતરેય બ્રાહ્મણ, ૮–૧૪ (૬૫) ૨૦. ૧૨૭: ૭–૧૦

સ્મરણ કરાવે છે. પણ એ ગુલામો વિજયી જાતિના સંસ્કાર ન ઝીલી શક્યા. તેમની ગુલામગીરી પર રચાયેલાં સામ્રાજ્યો નષ્ટ થયાં; અને સાથે જીતનારી જાતિની સંસ્કૃતિ પણ નષ્ટ થઈ ગઈ.

હિંદુસ્તાનમાં આર્ય ઋષિઓએ રાજકીય વિજયમાં રહેલું પરાજયનું બીજ જોયું. રણાંગણમાં મેળવેલી જીત પર ટૂંકજીવી સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન એમને બાલિશ લાગ્યો. સંસ્કાર-ને જ શ્રેષ્ઠતાનું પરમ લક્ષણ એમણે માન્યું; અને આર્ય અને દાસ જાતિના નિરાળા માનવખંડો પર સંસ્કારપ્રધાન વર્ણવ્યવસ્થાનો સેતુ રચ્યો. એ સેતુ પર થઈને પેઢીએ પેઢીએ લાખો દાસો આર્યત્વને પામ્યા. પરિણામે બ્રાહ્મણકાલ શરૂ થયો ત્યારે આર્ય અને દાસ એવા ભેદને બદલે માત્ર દ્વિજ અને શૂદ્ર એવા સંસ્કારપ્રધાન ભેદ સમાજમાં દેખાય છે. આ કીમિયાને બસેંથી પાંચસેં વર્ષ લાગ્યાં હશે.

બ્રાહ્મણકાલમાં ચાતુર્વર્ણ્યની ભાવના પ્રમાણે વર્ણવ્યવસ્થા રચાઈ ગઈ હતી. સમસ્ત જનતાને બ્રાહ્મણ, રાજન્ય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જ વિભાગોમાં વહેંચી દેવામાં આવી હતી. શૂદ્રો વૈદિક દાસો જેવા દ્વેષને પાત્ર નહોતા. ઘણા શૂદ્રો પૈસા ને સત્તાવાળા હતા. ઘણા ગૃહપતિ હતા. દ્વિજ અને શૂદ્રનાં લગ્ન શિષ્ટાચારીને રુચતાં નહોતાં, પણ તે પ્રતિષિદ્ધ નહોતાં. શૂદ્રોને અવરુદ્ધા કરવાનો ચાલ આજે ઘણા પ્રાંતોમાં છે તેમ તે વખતે પણ સામાન્ય હતો.

શૂદ્રો રાજમંત્રી થઈ યજ્ઞમાં પણ આવતા—ભલે શિષ્ટાચારી મોઢું બગાડે. શૂદ્રો સહેલાઈથી દ્વિજોમાં સ્થાન પામતા. શૂદ્રો પૂજ્ય એવું ઋષિપદ પણ પ્રાપ્ત કરી શકતા. પણ એથી યે વધારે તો એક વસ્તુ ધ્યાન ખેંચે છે. બ્રાહ્મણોમાં લિંગપૂજકો-ના તુચ્છ દેવ, જેને વૈદિક આર્ય તિરસ્કારથી સંબોધતા, તે

રુદ્ર જેવા નાના વૈદિક દેવના નામ:નીચે ભૂપતિ, ઉગ્ર દેવ, મહાન દેવ, ઈશાન એ ઉપનામો સાથે આર્યોના દેવસમૂહમાં સ્થાન પામ્યા. આ વસ્તુ પાછળની સંહિતાઓમાં પણ જડે છે. (૬૬)

આ સમયમાં, આર્ય સંસ્કૃતિના પ્રાત:કાલમાં, શૂદ્રોને–ચાંડાલોને–પણ અસ્પૃશ્ય નહોતા ગણવામાં આવતા. ધર્મ-ક્રિયા કે ધર્મસ્થાનથી તેમને અળગા રાખવામાં નહોતા આવતા. અને અદર્શનીયતા, જે આજે હિંદુસમાજને કલંકિત કરે છે, તેનું નામ કે નિશાન નહોતું.

પણ જ્યારે બ્રાહ્મણકાલ સંકેલાવા લાગ્યો ત્યારે બે પ્રકારની સામાજિક વૃત્તિ સબળ થઈ: (૧) સંકુચિત ધાર્મિક વૃત્તિવાળા શૂદ્રોને યજ્ઞમાંથી દૂર રાખવાનાં ફરમાનો કાઢવા લાગ્યા; અને (૨) ઉદાર ભાવનાથી પ્રેરાયેલા સામાજિક અને સાંસ્કારિક અસમાનતાની પેલી પાર જઈ અપૂર્વતાની સિદ્ધિનાં દ્વાર મનુષ્યમાત્રને માટે ખુલ્લાં કરવા બેઠા. શતપથ બ્રાહ્મણ અને છાંદોગ્ય ઉપનિષદ–કર્મકાંડ અને યોગ–ધાર્મિક દંભ અને આધ્યાત્મિક ઉચ્ચાભિલાષ–વર્ણભેદનાં પાપ અને 'સર્વ-ભૂતહિતેરતિ'નો મોક્ષમાર્ગ–આમ આ વૃત્તિઓ જુદે જુદે માર્ગે વહેવા લાગી.

## ૧૦

હું પૂછું છું: ઇજિપ્ત ગયું, ગ્રીસ ગયું ને રોમ ગયું; હિંદુસ્તાન હજી તપે છે–તે કોને પ્રતાપે? એ પ્રતાપ, જેણે દાસોનો વિનાશ ઇચ્છ્યો તેનો, કે જેણે દાસોનું પિતૃપદ લઈ તેમને આર્યસંસ્કાર દીધા તેનો? એ પ્રતાપ જે બ્રાહ્મણકારે

(६६) ऐतरेय ब्राह्मण, ३–३३; २–३३. १; कौषीतकी, ६–१–९. कीथ, 'इन्ट्रोडक्शन टु ऐतरेय' ब्रा. पा. २५–२७.

શૂદ્રોને 'યથાકામવધ્ય' (૬૭)–ઇચ્છા પ્રમાણે મારી શકાય એવા–માન્યા તેમનો, કે જેણે સંસ્કાર–પ્રધાન વર્ણવ્યવસ્થા રચી શૂદ્રોને આર્ય બનાવવાનો કીમિયો હાથ કર્યો તેનો ? એ પ્રતાપ જે બ્રાહ્મણકારે શૂદ્રને યજ્ઞશાળામાં પ્રવેશતા અટકાવ્યા તેનો, કે જેણે સત્યકામ જાબાલને ઋષિપદ અપાવ્યું તેનો ?

સંસ્કૃતિ એ જડ સભ્યતા નથી. લોખંડના મોટા પુલો, ગગનમાં વિહરતાં વિમાનો કે ક્ષણમાં હજારોનો નાશ સાધતી તોપો સંસ્કૃતિ નથી. રાજાબાઇ ટાવરનું ગગનચુંબી શિખર એ પણ સંસ્કૃતિ નથી. ધારાસભાના સુરમ્ય પ્રાસાદો અને સત્તાધીશોનાં મહાલયો પણ સંસ્કૃતિનાં ચિહ્નો નથી. જેના વડે મનુષ્ય જીવે છે, તે સંસ્કૃતિ નથી; જેને માટે મનુષ્ય જીવે છે, તેનું નામ સંસ્કૃતિ. જીવનમાં કે સમાજમાં જે મૂલ્યો અંતિમ ધ્યેય હોય, તેની સંસ્કૃતિ બને છે.

સ્ત્રી પાતરાં પહેરીને ફરે, ફાળ્યું લૂગડું પહેરે કે બનારસી અંબરમાં ઝગઝગે, કે હોઠ રંગી પારદર્શક વસ્ત્રોમાં મોન્ટે-કાર્લોમાં જુગાર રમે, એ સંસ્કૃતિનાં લક્ષણ નથી. મરી જાય પણ નીતિ ન છોડે—અથવા કેટલીક રશિયન નોવેલોમાં જણાય છે તેમ, નીતિમાન થવામાં શરમ ધરે, એ અંતિમ મૂલ્યો; અને તેના સંસ્કાર બને છે. મરદ પૈસા કમાય, જાહોજલાલી ભોગવે કે પર્ણકુટિમાં રહી જીર્ણ કંથા પર સૂઈ રહે તે ઉપરથી સંસ્કૃતિનો નિર્ણય થતો નથી. તે સત્ય કે ભાવના કે સ્વાતંત્ર્ય—જે મૂલ્યનું મૂલ્ય નહિ, એવા અંતિમ મૂલ્યને લીધે હિંદની સંસ્કૃતિ અમર રહી.

શાને લીધે યુગેયુગે એને નવી કુંપળો ઊગી ?

—કારણ કે એના મૂળમાં વૈદિક આર્યોનાં અંતિમ મૂલ્યો

---

(૬૭) ऐतरेय ब्राह्मण, ७–२९–४

સમાયાં છે; અંતિમ મૂલ્યો, જેણે રાજકીય સર્વોપરિતા ત્યાગી દેશકાલથી અનવચ્છિન્ન એવી ભાવનાઓ પર જીવન રચ્યું તે; અંતિમ મૂલ્યો, જેણે મનુષ્યમાત્રને આ દેહે અપૂર્વતા સિદ્ધ કરવાનો અધિકાર અપાવ્યો તે. આજે આપણી સંસ્કૃતિ જગતભરના કલહપ્રિયોને શાંતિનું આશ્વાસન દઈ રહી છે, હિંસકોને વૈરત્યાગની ને અભિમાનીને દૈન્યની શીખ દઈ રહી છે, દલિતોને ઉદ્ધારની આશા આપી રહી છે, જડવાદના સર્વભક્ષી આક્રમણ સામે પ્રતિશબ્દ કરી રહી છે, તે શા અધિકારથી?

અધિકાર એટલો જ, કે રાગદ્વેષથી અસ્પૃષ્ટ એવી લોકસંગ્રહની ભાવના વૈદિક આર્યોનાં અંતિમ મૂલ્યોમાં સમાઈ છે.

દ્વેષ ને હિંસા, વર્ણ ને વર્ગના ભેદ, જુલમ ને જહાંગીરી જગતને ગૂંગળાવી રહ્યાં છે. એવા જગતમાં આર્ય સંસ્કૃતિ જો એ વૈદિક આર્યોની અંતિમ ભાવના સાચવશે, તો જ માનવોનું સનાતન ગૌરવ સ્થપાશે.

એ ભાવના, જેમ દાસોને આર્યો કર્યા તેમ, જગતભરના અસ્પૃશ્યોને ઉદ્ધારશે.

કોણ રહેશે? અસ્પૃશ્યતા કે આર્ય સંસ્કૃતિ? યુગોના અંતરમાંથી અમર મંત્રદ્રષ્ટાનો સ્વર મારે કાને અથડાય છે:

એક પરબે તમે પાણી પીજો, સાથે બેસી અન્નભાગ ખાજો, એક ધૂંસરીએ હું તમને જોડું છું. નાભિની આસપાસ આરાઓ ફરે તેમ એકઠા મળી અગ્નિની–સંસ્કાર અગ્નિની?–પૂજા કરજો. (૬૮)

---

(૬૮) समानी प्रपा सह वोन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि।
सम्यञ्चोग्निं सपर्यतारा नाभिमिवाभितः ॥
—अथर्ववेद, ३–३०–६

'સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## સ્વામીજીના સમયમાં છપાયેલાં પુસ્તકો

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત–ભાષાંતર**–દળદાર સાત અંગોમાં... | ૫૨૦૮ | ૪૫-૦ |
| **ગિરધરકૃત રામાયણ**–કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી | ૭૬૨ | ૪-૮ |
| **માનસ રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં ૩૦ ચિત્રો સાથે ... ... | ૧૪૦૦ | ૭-૦ |
| **તુલસીકૃત રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ ગુજરાતી લિપિમાં અર્થ સાથે: ૩૬ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭-૮ |
| **વાલ્મીકિ રામાયણ**–ભાષાંતર ૩૭ ચિત્રો સાથે, મોટા અક્ષરે | ૧૫૨૮ | ૬-૦ |
| **ભગવતી (દેવી) ભાગવત**–સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૯૨૮ | ૬-૦ |
| **મહાભારતનું શાંતિપર્વ**–રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ–ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો; વિશેષ, મુખ્ય તથા ગૌણધર્મો ઇત્યાદિ ... ... | ૮૫૬ | ૭-૮ |
| **વૈદિક વિનય**–દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો, ભાષાંતર–વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩-૧૨ |
| **આખ્યાનમાળા**–ગ્રંથ ૧ લો તથા ૨ જો–સ્વ૦ અનંતપ્રસાદકૃત ઋષિ–મુનિઓ તથા દેવ–દેવીઓનાં કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ... | ૧૪૨૮ | ૬-૦ |
| **આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**–પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... | ૨૦૮ | ૦-૮ |
| **ઉપદેશસારસંગ્રહ**–મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો | ૨૮૪ | ૧-૮ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય**–મહાપુરુષોના ઉપદેશની વાનગી તથા ભજનો ઇત્યાદિ | ૧૬૮ | ૧-૦ |
| **સુબોધરત્નાકર**–ધર્મનીતિનાં પ્રેરક ૧૦૫ દૃષ્ટાંતો ... ... | ૩૦૦ | ૧-૮ |
| **વિષ્ણુસહસ્રનામ**–ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે | ૧૨૮ | ૦-૪ |
| **વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન**–ભગવાન વિષ્ણુનાં હજાર નામો અર્થ તથા વિસ્તૃત વિવરણ સાથે... | ૨૨૦ | ૦-૬ |

**મનુસ્મૃતિ**–સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ... ૬૪૦ ૩–૦

**હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ**–અભયદેવ શર્માકૃત ઉત્તમ વિચારતરંગો તથા **બ્રહ્મગ્વીસૂક્તનું સરળ ભાષાંતર** ૩૨૪ ૧–૦

## સંતવાણી તથા ઉપદેશો—

**દાસબોધ**–ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર વિચાર ઇ૦ અનેક પ્રકારના **સમર્થ રામદાસ**ના ઉપદેશો ૬૪૮ ૨–૮

**તુકારામ ગાથા**–બે ગ્રંથોમાં–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત તુકારામે લખેલા પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ૧૮૪૦ ૬–૦

**પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ.નો સંગ્રહ ૫૬૦ ૨–૮

**ભજનસાગર**–જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨–૮

**સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય, રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? વગેરે બાબતો સમજાવતાં—

- **વ્યાખ્યાનો ઇત્યાદિ**–(ગ્રંથ ૧ લા રૂપે) ... ... ૫૬૪ ૨–૮
- **સદુપદેશો**–(ગ્રંથ ૩ જા રૂપે) ... ... ... ૫૨૦ ૨–૮

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–ધર્મ એટલે શું? ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિ

- **સદુપદેશો**–(ભાગ ૪–૫ રૂપે) આવૃત્તિ ૨ જી ૬૦૦ ૨–૪
- **ભક્તિયોગ**–આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે)... ૩૮૪ ૧–૮
- **પાતંજલયોગ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦–૧૧ રૂપે) ૫૬૦ ૨–૦

## સંતો તથા વીર પુરુષોનાં જીવનચરિત્રો—

**આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨ જો–બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો ૬૨૪ ૨–૮

**ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં વિસ્તૃત ચરિત્ર ... ... ૧૫૯૬ ૬–૮

**સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ... ૬૪૮ ૨–૮

**સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો** ... ૪૨૪ ૧–૬

**ભક્તચરિત્ર**–નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં
મહાન ૨૯ ભક્તોનાં અદ્‌ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો ૫૨૮ ૨–૮
**ભારતના વીરપુરુષો**–ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો ૩૩૬ ૧–૪
**સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે ૬૭૨ ૩–૦
**સ્વામી વિવેકાનંદ**–બાળપણથી સમાધિ પર્યંતના ...
જીવનના બધા પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર ... ૭૮૪ ૩–૦
**રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્‌ભુત ચરિત્ર ... ૬૦૮ ૨–૮
**મહાત્મા સરયુદાસજી, ભૂધર ભક્ત ને**
**મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... ૨૫૬ ૦–૧૦
**શ્રી રામચંદ્રદત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... ૩૩૬ ૧–૦
**જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** : બે ચરિત્રો ૫૦૪ ૨–૮
**મુસ્લિમ મહાત્માઓ**–૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો ૭૫૬ ૨–૪
**વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**–મારવાડના રાજપૂત
યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત... ૩૦૪ ૧–૦

ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

**ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન
૫૨૮ સતીઓનાં ચરિત્રો : સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ૨૨૬૮ ૯–૦
**દયાળુ માતા** અને **સદ્‌ગુણી પુત્રી**–સ્ત્રીઉપયોગી ટૂંકી
ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી ૧૬૦ ૦–૮
**ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૫૮૮ ૨–૮
" " **૨ જો**–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૫૭૬ ૨–૮
**ટૂંકી વાતો–ગ્રંથ ૫ મો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૪૦૮ ૨–૮
" " **૬ ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૭૨૦ ૨–૮
**સ્વર્ગનું વિમાન**–ભક્તિમાર્ગના ટૂંકા ૩૨૫ રમૂજી દાખલા ૩૭૨ ૨–૦
**સ્વર્ગની કૂંચી**–સદ્‌વર્તન રાખતાં શીખવનારું પુસ્તક ... ૩૭૨ ૨–૦
**સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગની સરળ ત્રીજી ચોપડી ... ૩૧૨ ૨–૦
**સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ...
પાગલ હરનાથની જાણવાલાયક વાતો ... ૩૩૬ ૨–૦
**સ્વર્ગનો આનંદ**–ભક્તિના અનેક પ્રકારો ઇત્યાદિ ... ૩૬૦ ૨–૦
**સ્વર્ગની સડક**–સ્વર્ગપ્રાપ્તિ માટેનો રસ્તો બતાવનાર ૪૬૮ ૨–૦
**સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક ૩૪૮ ૨–૦
**સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગના ૧૨ પગથિયાંની સમજ... ૩૬૦ ૨–૦

**સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો ... ૪૯૨ ૨–૦
**સ્વર્ગની જિંદગી**–કંગાળ મનોદશાને માટે ઔષધિયારૂપે ૩૦૦ ૨–૦

ભગવદ્ ગીતાઓ—

**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–ભગવાન જ્ઞાનેશ્વરે લખેલી અનેક દાખલા–દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ દીપિકા'ની ટીકાના સરળ અર્થ સાથે ... ૮૮૮ ૪–૦
**શ્રી ભગવદ્ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર, બૉર્ડપટ્ટીનાં પૂંઠાં ... ... ... ... ... ૪૮૦ ૦–૮
**શ્રીમદ્ ભગવદ્ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ૨૦ મી, બૉર્ડપટ્ટીનાં પૂંઠાં ... ... ૨૮૮ ૦–૪

યોગ ને વેદાંત—

**જ્ઞાનયોગ**–આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી–વગેરે ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો ૨૩૬ ૦–૧૨
**રાજયોગ**–(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ ૧૩૬ ૦–૧૨
**પાતંજલ યોગસૂત્ર**–ભગવાન પતંજલિનાં યોગ સૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદજીના વિવેચન સાથે ... ૧૯૨ ૧–૦

ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**આગળ ધસો**–ચેતનાપ્રેરક મહાન ગ્રંથ : (આવૃત્તિ ૩જી) ૪૧૮ ૨–૮
**આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧-૨–મહાપુરુષોના જીવનપ્રસંગો પરથી બોધક અને અનુકરણીય ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ ૯૨૮ ૪–૦
**ભાગ્યના સ્રષ્ટાઓ**–માણસ પોતાનું ભાગ્ય પોતાના હાથે જ કેવી રીતે રચી શકે છે, તે બતાવતું દૃષ્ટાંતો સાથેનું ઉત્સાહપ્રેરક પુસ્તક ... ... ... ... ૫૬૪ ૨–૮
**શુભસંગ્રહ**–(ભાગ ૧, ૨ ને ૯) જુદા જુદા ત્રણ ગ્રંથોમાં ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી માહિતીના ૪૦૧ લેખોનો ઉપયોગી સંગ્રહ... ... ૧૪૭૨ ૫–૪
**કતલખાનું**–શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખોનો તાદૃશ્ય ચિતાર રજૂ કરતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ૬૬૬ ૩–૦
**સુબોધ કથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨–૦
**સુબોધ પુષ્પવાટિકા**–શેખસાદીકૃત નીતિવિષયક, મધુર અને

હૃદયગ્રાહી શૈલીમાં લખાયલું પુસ્તકઃ રાજાની અને ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇત્યાદિ ૧૩૬ ૦–૫

**સુખી જીવનનાં સાધન**–વ્યાવહારિક સુખ મેળવી આનંદી જીવન ગાળવા ઉત્સાહ પ્રેરતું પુસ્તક... ૩૧૨ ૧–૮

વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–મ૦ ગાંધીજીકૃત : શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, અકસ્માત, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય વગેરે ૧૨૮ ૦–૮

**વૈદક સંબંધી વિચારો**–આ ગ્રંથમાં, આરોગ્ય અને વૈદકને લગતા ઉપયોગી ૨૯૧ લેખોનો સંગ્રહ ૧૧૧૬ ૩–૧૨

**આર્યભિષક્** અથવા **હિંદુસ્તાનનો વૈદ્યરાજ**–૧૦ મી આવૃત્તિઃ અનેક વનસ્પતિઓના ગુણ–દોષ, ઉપયોગ તેમ જ રોગો, તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬–૦

**આયુર્વેદ નિબંધમાળા**–એ ગ્રંથમાં, વૈદ્ય તિલકચંદ તારાચંદકૃતઃ આયુર્વેદ પ્રમાણે અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ, ઉપાયો તેમ જ અનુભૂત ઉપચારો બતાવતો ઉત્તમ ગ્રંથ ૧૧૫૨ ૪–૪

બાળકો માટેનાં પુસ્તકો—

**બાળકોની વાતો**–ભાગ ૧ લોઃ બોધપ્રદ ૨૧ વાતો ... ૮૪ ૦–૬

,, ,, ભાગ ૨ જોઃ બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮

**સદ્ગુણી બાળકો**–૬૯ ખરા બનાવોનો સંગ્રહ... ... ૧૩૬ ૦–૮

## ટ્રસ્ટીઓએ બહાર પાડેલાં પુસ્તકો

ધાર્મિક ગ્રંથો—

**પરિચિત પદસંગ્રહ**–જૂના ભક્તો અને સંતોએ રચેલાં ભજનો (છપાય છે.)

**મહાવાક્ય રત્નાવલિ**–સરળ અર્થ સાથે ... ... ... ૧૪૪ ૦–૧૨

**એકાદશ ઉપનિષદો**–મૂળ શ્લોકો તથા સરળ અનુવાદ ૪૩૨ ૨–૮

**બૃહદારણ્યક** અને બીજાં **૧૦૦ ઉપનિષદો**–મૂળ શ્લોકો તથા સરળ અનુવાદઃ (છપાય છે.)

**દત્ત–પરશુરામ** અથવા **આત્મદર્શનયોગ**–ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ, વિસ્તૃત સમજણ અને વિવરણ સાથે ૩૪૪ ૨–૦

**તું કોણ ? અથવા ઉકાભક્તનું આત્મદર્શન**– ... ...
લેખક : સ્વામી માધવતીર્થજી (જૂજ પ્રતો છે.) ૩૮૪ ૨–૦

**પરમાનંદની પ્રાપ્તિ**–લે૦ ધીરજલાલ સાંકળિયા: શુદ્ધાદ્વૈત
મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ૨૬૪ ૧–૮

**વિદુરનીતિ**-શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ... ૧૬૮ ૦-૧૨

**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક
મહાત્મા ગાંધીજીના પરિચય સાથે... ... ૧૮૦ ૧–૪

**પરમસુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામશર્માનાં ધાર્મિક
વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ ૩૩૬ ૨–૦

**વિવેકાનંદસાર**-વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે
વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૬૪ ૨–૦

**રામકૃષ્ણકથામૃત**–ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇ૦ ૮૦૦ ૫–૦

**શ્રીમદ્ ભાગવત**–બે ગ્રંથમાં ભાષાંતર–આવૃત્તિ ૧૧મી,૨૭ચિત્રો ૧૨૪૦ ૮–૦

**એકાદશ સ્કંધ**–મૂળ સહિત સરળ ભાષાંતર ... ... ૪૮૦ ૧–૪

**દીવાને સાગર**-પ્રભુપ્રાપ્તિ અને જીવનસાફલ્યનો ઉલ્લાસ
આપતી શ્રી 'સાગર'ની ગઝલોનો સંગ્રહ ... ૪૮૦ ૪–૮

**અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ સાથેની ત્રીજી આવૃત્તિ ૫૦૪ ૩–૦

**જીવન પગલે**–( કાવ્યો )–જીવનપથ ઉજાળવાની પ્રેરણા
આપતો કાવ્યસંગ્રહ ... ૧૧૨ ૦–૧૦

**મીરાં અને નરસિંહ**–(સંપાદક: ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ
દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ૧૦૪ ૦–૧૨

**तुकाम्हणे:**–સંત તુકારામના પસંદ કરેલા અભંગોનો સંગ્રહ
મરાઠીમાં... ૧૨૦ ૦–૫

## જીવનચરિત્રો—

**નાનક**–ટૂંકું ચરિત્ર : નવી આવૃત્તિ છપાય છે.

**મહર્ષિ દયાનંદ**–મહાન જ્યોતિર્ધરનું ચરિત્ર : નવી આવૃત્તિ છપાય છે.

**મહાવીર**–ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર : નવી આવૃત્તિ છપાય છે.

**રમણ મહર્ષિ**–(લે. સ્વામી માધવતીર્થ) ટૂંકો પરિચય ને બોધ ૧૮૪ ૧–૦

**સાઈબાબા**–શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર ... ... ૪૩૬ ૩–૦

**સ્વામી સહજાનંદ**–ચરિત્ર ને ઉપદેશો ... ... ... ૩૨૮ ૧–૮

## સ્ત્રીઉપયોગી સાહિત્ય—

**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**—સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા-હક્ક, ગામડાંની સ્ત્રીઓના પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ, ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇ૦ અનેક વિષયો ૨૬૪ ૧–૮

**કલ્યાણમયી**—વાર્તાના સ્વરૂપમાં સ્ત્રીઉત્કર્ષની ભાવનાને રજૂ કરતો ગ્રંથ: સ્ત્રીઓના રોગો અને તેના ઉપાયો સાથે : આવૃત્તિ ૨ જી ... ... ૨૨૪ ૧–૦

## ભગવદ્ ગીતાઓ—

**શ્રીમદ્ ભગવદ્ગીતા**—ગુજરાતી સરલાર્થ સહિત, મોટા અક્ષર ... ... ... ... ૨૪૮ ૦–૧૨

**ભગવદ્ગીતા**—શ્લોકો, ગુ૦ પદચ્છેદ તથા શબ્દાર્થ સાથે છપાય છે.

**ભગવદ્ગીતા**—શ્લોકો ગુજરાતી લિપિમાં, પદચ્છેદ તથા શબ્દાર્થ સહિત છપાય છે.

**અષ્ટાવક્રગીતા**—શ્લોકો તથા સરળ અર્થ ... ... ... ૭૨ ૦–૮

**અવધૂતગીતા**—મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ૧૫૨ ૧–૦

**શ્રીમદ્ ભગવદ્ગીતા**—ગુજરાતી સરલાર્થ તથા પંડિત નીલકંઠની વિસ્તૃત ટીકા સાથે, કદ ૫×૭ાા ૬૭૬ ૧–૧૦

## વેદાંત ને યોગના ગ્રંથો—

**વિવેકચૂડામણિ**—શ્રીમત્ શંકરાચાર્ય વિરચિત મૂળ સહિત ગુજરાતી ભાષાંતર ... ... ... ૧૬૦ ૦–૧૨

**વિચાર સાગર**—વેદાંતનાં દોહન-સારરૂપ તત્ત્વજ્ઞાનનું પુસ્તક ૪૩૨ ૨–૮

**લઘુ યોગવાસિષ્ઠ**—મહામૂલા જીવનની દરેક પળ યોગપૂર્ણ વિતાવવા પ્રેરણા આપતું અજોડ પુસ્તક ... ૫૨૮ ૨–૮

**યોગવાસિષ્ઠ મહારામાયણ**—ચાર દળદાર ગ્રંથો, વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ—આ છ પ્રકરણો ૧૯૦૮ ૧૨–૦

**આત્મવિલાસ**—જુદાં જુદાં દષ્ટિબિંદુઓથી વેદાંત સમજાવતો ગ્રંથ ૩૪૪ ૨–૦

**જીવન્મુક્તિવિવેક**—તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ કરી મુક્તિ માટે માર્ગદર્શન આપતો સ્વામી વિદ્યારણ્યકૃત પ્રાચીન ગ્રંથ ... ... ૨૨૦ ૧–૪

**આત્મરામાયણ**—રામાયણની ટૂંકી કથા સાથે તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષેનું સરળ પુસ્તક ૧૪૦ ૦–૧૨

## વૈદક અને વિજ્ઞાન—

**ખોરાકના ગુણદોષ**-લેખક : ડૉ. રસિકલાલ જે. પરીખ આયુર્વેદ ને એલોપથી જાણનાર દાક્તરને હાથે લખાયલું વ્યવહારુ માર્ગદર્શક પુસ્તક: નવી આવૃત્તિ છપાય છે.

**ઔષધિ કલ્પલતા**-જડ અને હઠીલા રોગો ઉપર ૪૩ વનૌષધિઓના સેવન વિષે સમજૂતી ... ... ૧૧૨ ૦-૧૨

## બાળોપયોગી—

**બિરબલ અને બીજા**-લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવેઃ બાદશાહ અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૨૮૦ ૧-૮

**ભારતીય નીતિકથાઓ**-'મહાભારત'માંની ૫૨ ટૂંકી વાતો ૧૯૨ ૦-૮

**સુબોધક નીતિકથા**-સ્વ૦ 'બિરબલ'કૃત ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ૦-૮

## પ્રકીર્ણ સાહિત્ય—

**આત્મનિરીક્ષણ ને સંકલ્પ**-રમણલાલ વ૦ દેસાઈનું વ્યક્તિગત અને સમાજની નિર્બળતા ઉપર ડોકિયું કરી સ્વસુધારણા માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક ... ૧૬૮ ૧-૦

**કચ્છની લોકવાર્તા**-(લે૦ ડુંગરશી ધરમશી સંપટ)... કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ ૩૫૪ ૨-૦

**સાહિત્યપ્રારંભિકા**-લે૦ હિંમતલાલ ગણેશજી અંજારિયા: ગુજરાતી સાહિત્યના વિકાસનો ઇતિહાસઃ વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ... ૧૫૨ ૧-૦

**ગુજરાતની ગઝલો**-(દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત) જુદી જુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧-૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**અંતરની વ્યથા**-લે૦ 'સોપાન' હૃદયના ઊંડાણમાંથી ભભૂકતી સાચી પાંચ જ્વાળાઓ જીવનને આબાદ રીતે દૃઢ-ટેકીલું બનાવી ખરા રાહ પર લાવે છે ૧૯૨ ૧-૪

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, સેશન્સ કોર્ટ પાસે, પો. બો. નં. ૫૦, **અમદાવાદ**
અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ-૨**

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'

## ૧૮ પુસ્તકોની પહેલી યોજના

- આ શ્રેણીના દરેક પુસ્તકની છૂટક કિંમત **દસ આના** રહેશે.
- બધાં પુસ્તકો માટે નામ નોંધાવનારને ૧૮ પુસ્તકો દસ રૂપિયામાં મળશે.
- ટપાલથી મંગાવનારે રૂા. ૧-૮-૦ ટપાલખર્ચનો મોકલવો.
- પ્રસિદ્ધ થનારાં પુસ્તકોમાં સંજોગવશાત્ સંસ્થા ફેરફાર કરી શકશે.

## નીચેનાં તેર પુસ્તકો તૈયાર છે

૧. **પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લેખકઃ શ્રી. કરસનદાસ માણેક
★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ ૦-૧૦

૨. **રાખની ઢગલી :** (સચિત્ર) લેખક : શ્રી. 'સૌજન્ય'
★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ ૦-૧૦

૩. **હાસ્યતરંગ :** (સચિત્ર) લેખક : શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે
★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ-લેખો ૦-૧૨

૪. **જીવનની કલા :** લેખક : શ્રી. રવિશંકર મહેતા
★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન ૦-૧૦

૫. **જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) સંગ્રાહક : શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર ★ જગતની અદ્ભુતતા અને ઉપયોગિતાનો સરલ પરિચય ૦-૧૦

૬. **જીવનપરિવર્તન :** (સચિત્ર) લેખક : શ્રી. 'સોપાન'
★ જીવનપલટાની એક કરુણ-મંગલ સળંગ વાર્તા ૦-૧૦

૭. **ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) લે૦ ઇન્દ્ર વસાવડા
★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા ૦-૧૦

૮. **ગૃહજીવનની કલા :** (સચિત્ર) લે૦ "સમાજશાસ્ત્રી"
★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો ૦–૧૦

૯. **ગામડું બોલે છે :** (સચિત્ર) લે૦ ચુનીલાલ મડિયા
★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન ૦–૧૦

૧૦. **ગૃહજીવનનાં દૃશ્યો :** (સચિત્ર) લેખિકા શ્રી. કુમુદ શેઠ
★ આપણાં ગૃહકુટુંબનાં સાચાં શબ્દચિત્રો ૦–૧૦

૧૧. **મારો ભારત દેશ :** (સચિત્ર) લે૦ કાન્તિલાલ પરીખ
★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય ૦–૧૦

૧૨. **આરોગ્યસાધના :** (સચિત્ર) લે૦ ડુંગરશી ધ૦ સંપટ
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન ૦–૧૦

૧૩. **ભગવાનનાં છોરું :** (સચિત્ર) લે૦ પુરાતન બુચ
★ હરિજનોના જીવનપ્રસંગોનો હૂબહૂ ચિતાર ૦–૧૦

## નીચેનાં પાંચ પુસ્તકો હવે પછી પ્રકટ થશે

પાંચ પુસ્તકો તૈયાર થયે તેનાં નામ અને લેખક વિષે
જાહેરાત કરવામાં આવશે. આજની ધારણા પ્રમાણે
એ પુસ્તકોમાં નીચેના વિષયોનો સમાવેશ થશે:

૧૪. **રવીન્દ્ર-જીવન :**
★ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જીવનનો પ્રેરણાત્મક પરિચય

૧૫. **ગુજરાતના સેવકો :**
★ આજના ગુજરાતને ઘડનારા મૂંગા સેવકોની જીવનકથા

૧૬. **માતૃત્વ :**
★ બાળઉછેરને લગતા પ્રશ્નો અને ઉત્તરો

૧૭. **જાગ્રત નારી :**
★ નારીજીવનને પ્રેરણા આપતા લેખો ને જીવનચરિત્રો

૧૮. **સાહસકથાઓ :**
★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનારા વીરોની કથાઓ

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**
ભદ્ર પાસે **અમદાવાદ** અને કાલબાદેવી રોડ-**મુંબઈ-૨**

છેલ્લા અર્ધા સદીમાં મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી અને ભિક્ષુ અખંડાનંદ**—એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણ મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.



૧૮૭૪ / ૧૯૪૨

તેમણે અજ્ઞાનરૂપી અંધાપો દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી, જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને સર્વ રીતે શુદ્ધ કરીને, સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘરેઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે 'कथयन्तो मां नित्यम्' એ ગીતાસૂત્ર પ્રમાણે છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે; અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા ભિક્ષુ અખંડાનંદનું સ્થાન ગુજરાતના ગૌરવમાં—હિંદના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** { અમદાવાદ ને મુંબઈ—૨